૨૫. ઢોર બાંધવાનાં ઘર તથા પોતાનાં ઘર સાફ રાખવાં જેથી 'જાનવર' તથા ઘરનાં માણસોની તન્દુરસ્તી રહે. બળદોને ખરેરો કરવો તથા દર અમાસે ધમારવા રીવાજ રાખવો.

૨૬. ખેડુતે તથા તેનાં સ્ત્રી છોકરાંએ હમેશાં એકવાર નાહાવું અને આઠ દિવસે લૂગડાં ધોઇ નાંખવાં.

૨૭. પરમેશ્વરનું હમેશાં આખા દિવસમાં કોઇપણ વખતે ભજન કરવાનું ચુકવું નહિં.

૨૮. જૂઠું કદી બોલવું નહિં ને કોઇની ઇર્ષા કે અદેખાઇ કરવી નહિં.

૨૯. ખેડુતોએ ફુરસદનો વખત જરાપણ નકામો જવા દેવો નહિ.

૩૦. ગામના દરેક ખેડુતોએ મહિનામાં એક વખત ભેળા થઇ ખેતી વિષે ચર્ચા કરવી અને બળદોને આરામ આપવો.

પથારીમાંથી ઉઠીને નિત્ય ઉપરનાં મહામંત્રનો પાઠ કરી જવો ને પછી કામધંધે લાગવું.

દુલેરાય છોટાલાલ અંજારીઆ.
અધીપતિ "ખેતીવાડી વિજ્ઞાન"

---

# મેઘ રાજાને વિનંતિ.

—:o:—

(રાહ-કવ્વાલી.)

પધારો મેઘરાજા ઓ, દિવસ ઝાઝા વહી ગયા,
હવે તો હદ થઈ બાપુ, પધારો રે'મ દીલવાળા.—૧
હમારા જીવોને પોષો, સકળ સૃષ્ટિ તણા રાજા;
હવે તો રીસ છોડીને, પધારો રાજ્યના રાજા.—૨
દિવસ કાઢ્યા ઘણા માઠા, હવે તો લાજ રાખોને.
સકળ જીવો ગયા ત્રાસી. ક્ષુધાને પ્યાસ બહુ લાગી.—૩
ગઇ છે છેક આ બાજી/ બનાવ્યા છેક ધન પાજી;
હવે તો નિંદ્રાને ત્યાગો, જરા તો દીલ દયા લાવી.—૪
ભરૂચે વાગરા તાબે, જુઓને ગ્રામ્ય જીવોને;
બની શી અવદશા મારે, વળી દાહોદ ઝાલોદે.—૫
તમોએ દષ્ટિ ના રાખી, ગયુ ચોમાસું બહુ રોશી;
ફળો તેનાં લીએ જીવો, પધારો મેઘ રાજાઓ.—૬


વર્ના. ખેતીવાડી સ્કૂલ, ગોધરા. ૪—૬—૨૧

લેખક.
માધુસિંહ એન સોલંકી.
આસિસ્ટંટ માસ્તર.


# "ખેતીવાડી વિજ્ઞાન" માસીકનો વાર્ષીક અહેવાલ અને રીપોર્ટ ૧૯૨૦—૨૧

—:o:—

પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી આ માસીક આજે ૧૦ મા વર્ષમાં પ્રવેશ કરે છે તેના અધીપતિ અને પ્રકાશકને ઉમેદ નહોતી કે આ ખેડુત લોકોના કામનું માસીક બીજાં ઘણાં ઉત્તમ સાહીત્યનાં માસીકો વિદ્વાન લેખકોને હાથેથી લખાતાં બહાર પડે છે તેમાં આ પોતાનો નભાવ કરી શકશે।। ખેતીનો ફીકો રસ વગરનો વિષય છે એ ધધો પણ બીજા લુગડાંવાળાને પસંદ નથી, એ ધધો કરનાર તરફ પણ સુધરેલા લોકો અમીની દ્રષ્ટીથી જોતા નથી તેમનાં દુઃખો દુર કરવા જરા પણ કાળજી રાખતા નથી. એમનાં છોકરાં

સિવાય ને આજની સુધરેલી ખેતી કરવાનું શિખે તેવો જરાપણ પ્રયત્ન કરતા નથી પણ ઉલ્ટી રીતે તેઓ પાસેથી પૈસા આપ્યા વગર મજૂરી કરાવે છે, એટલે ઉપકારે છે ગાડાં જોડાવી મુસાફરીમાં લઇ જાય છે, તેનાં ખેતરમાં થયેલા દાણા, કપાસમાંથી પણ ભાગ પડાવે છે વળી ગામડાંના વેપારીઓ પણ ખેડુતોને માલ અરધી કિંમતે ફોસલાવી પડાવી લે છે ખોટાં હીસાબ સમજાવી દે છે જો કે બધા ખેડુતો હવે ફોસલાવ એવા નથી અભણ સરદાર તથા વેપારીને પણ છેતરે એવા હોય છે તોપણ ઘણે મોટા ભાગે ખેડુતો અભણ હોય છે, દુનિયાદારી જોઇ ન હોય એટલે જેમ જે કહે તે માનીને તે રસ્તે દોરાય છે ને ઠગાય છે. આવાં દારૂણ દુઃખો દુર કરવા કેટલાંક લખાણો આ માસીકમાં કરવામાં આવે છે અને ખેડુતોની જે સેવા થાય તે કરાય છે. ખેડુતોના ધ્યાનમાં તો આ વાત હોય કે ન હોય પણ આ માસીક તો તેની ફરજ બજાવ્યા કરે છે. વિવિધ વિષયો ખેતીના, બગીચાના, ઢોર ઉછેરના, ખાતરના, જુદાં જુદાં વાવેતરો કરવાના પ્રયોગોના અને સુધરેલા દેશોની અને આ દેશની ખેતીવાડીની પદ્ધતિના ફાયદાના આ માસીકમાં ચર્ચવામાં આવે છે. પ્રશ્નોત્તરોથી ગ્રાહકોને સંતોષવામાં આવે છે વળી કોઇ ગ્રાહકને જમીન બતાવી આબાહવાને ખેતીનું કામ કરવા ઇચ્છા થાય છે તે રૂબરૂ બોલાવી જમીન દેખાડી પાણી તપાસાવી, સવાલ માગે છે તો ત્યાં જઇને સલાહ દેવામાં આવે છે. અને ખેતીવાડી કરનારા શોખીન યુવકોને બનતી મદદ આપવામાં આવે છે આ "ખેતીવાડી વિજ્ઞાન"નું ૯ મું વર્ષ કઠણાઇનું હતું કારણ કાગળો ને છપામણીની મોંઘવારીને લીધે તથા જાહેર ખબરના ભાવ ઓછા લેવાથી છાપખાના વાળાનું કરજ થઇ ગયું અને લવાજમ વધારી શકાયું નહિ -એટલે બંધ પાડવા વિચાર થયો હતો પરંતુ ના. કૃપાળુ મહેન્દ્ર મહારાજા ગાયકવાડ સરકાર સવાઇ બહાદુરના મે. મોતીભાઈ એન અમીન સાહેબ ક્યુરેટર સ્ટેટ લાયબ્રેરીઝ કે જે કેળવણીનો પ્રચાર કરવા ખાસ પ્રયાસ કરે છે અને નીઃસ્વાર્થ સેવા બજાવે છે તેમને અરજ કરવાથી લવાજમ લાઇબ્રેરીઓમાં જતાં માસીકનું વધારી આપ્યું તથા આ માસીકને નવ વરસથી ઉત્તેજન આપનારા ગ્રાહક સાહેબોને વિનંતી કરતાં બે રૂપીયાને બદલે અઢી રૂપીયા લવાજમ આપવા ઇચ્છા બતાવી એટલે દશમા વર્ષની ઉમરમાં આ માસીક ચાલુ રાખવા જોરને હીમત આવ્યાં અને ચાલુ રાખ્યું છે.

વળી ખેતીવાડીના વિષય ચર્ચતું ગુજરાત કાઠીઆવાડમાં એકજ માસીક છે તે બંધ પડે તો જે પ્રસિદ્ધિ ખેતી ઉપર હાલ ભાઇઓની થઇ છે તેને મોટો ધક્કો લાગશે અને આગળ વધવાને બદલે પાછા હઠવાનું થશે તેથી પૈસાનો ભોગ આપીને પણ આ માસીક ચલાવવા ઉત્સાહ થયો ને ઇચ્છા પૂર્ણ કરી.

આ માસીકમાં અમારા ડીરેક્ટરો જેવા કે—ધીરસિંહજી ગોહીલ, મી. મગનલાલ દેસાઇ મી. ઢબાભાઈ અમીન, પ્રવાસી, નારાયણજી હળસારકર, જોઈતાભાઇ ભટ્ટસાલકર અને બીજા કેટલાક ભાઇઓએ લેખો મોકલી અમને મદદ કરી છે તેમજ કેટલાક ગૃહસ્થો ખેતીની મહત્વતાની કવિતાઓ 'લખી' મોકલે છે અને "ખેતીવાડી વિજ્ઞાન"ને શોભાવે છે તે માટે હું તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આપણો ગુજરાત કાઠીઆવાડ કચ્છ દેશ કેવળ ખેતીવાડી ઉપર મુખ્ય જીવન ગાળનારો છે તેમાં જમીન વિવિધ પ્રકારની છે, પાણી પાવાના નવાણો પણ ઘણાં સારાં ઘણી

જગોએ છે ને નવાં થઇ શકે એમ છે, ઉત્તમ પ્રકારનાં વાવેતરો થાય એવી જમીનો પણ છે. ખાતરો જોઇએ તે પ્રકારનાં મળી શકે એમ છે બળદો પણ જોરદાર મળી શકે એમ છે ને એવા ઉત્પન્ન પણ કરી શકાય એમ છે ફૂલ ઝાડ પણ વિવિધ પ્રકારના આપણી આ રસાળ ભૂમિમા થાય છે ને નવાં કરાય એમ છે, ઘેટાં બકરાં રાખી ઉન ઉંચા પ્રકારનું પેદા કરાય એમ છે ઘોડા ઘોડી રાખી ખાનદાન ઓલાદના ઘોડા પણ પેદા કરી શકાતા ને કરાય તેવું છે શેરડીનું હજારો ને લાખો એકરમાં વાવેતર કરી ગોળ ને ખાંડ સાકર બનાવવાના કારખાના કરાય એવાં કેટલાંક સ્થળો છે કપાસ ઉંચી જાતનો લાંબો તાર આપનારો વવાય એવી જમીનો છે ત્યાં કાંતવા વણવાની મીલો કરી શકાય એમ છે. આંબા, ચીકુ, નાળીએરી, સંત્રા, લીંબુ, કેળ, રાવણાં, જામફળ, દાડમ, સીતાફળ, પેપૈયાં, વિગેરે વિગેરે અનેક પ્રકારનાં ફળ ઝાડ લાખોની સંખ્યામાં કરાય એવાં સ્થળો છે. રેશમના કીડા ઉછેરી રેશમ કરવાનો ઉદ્યોગ બહોળા વિસ્તારમાં કરી શકાય એમ છે. ખરાબાની કારી જમીનમાં બાવળ, લીંબડા, ગુંદા, કાસ્થીઆ, વિગેરે વિગેરે ઝાડો વાવી જંગલની ઝાડી કરી વરસાદ વધારે વરસે એવું પણ કરી શકાય એમ છે. નદી આડા બન્ધ બાંધી તળાવો કરી પાણી ભરી નેહેરો કાઢી આખા દેશમાં પાણી પાઈ ઝાડને ખેતીવાડી કરાય એમ છે પણ હજુ આપણા કમભાગ્યે-આ દીશા તરફ પૈસો ખરચવા કોઇની વૃત્તી રૂપીએ પાઇની પણ થતી નથી એટલુંજ દીલગીર થવાનું મોટું કારણ છે ! ! કોઇ રાજાને આવી ઇચ્છા થતી નથી એમની ઇચ્છા તો ઉપજ વધારવાનાં સાધન કરી દીધા શિવાય વીઘોટી, વધારવાની ને રૈયતને કર વેરા વધારી ચુસવાની ને એવી રીતે ઉપજ વધારવાની થાય છે આ રાજાનો દોષ હું માનતો નથી પણ તેમના કારભારીઓનો દોષ છે તેઓ તુંચ્છબુદ્ધિના ને લોભી વૃત્તિના રાજસી સ્વભાવના હોય છે એટલે ખરી રીતે ઉપજ વધારવાના રસ્તા શોધવાને બદલે લોકો કચવાય એવી રીતે ઉપજ વધારવાના રસ્તા શોધે છે એથી અત્યારે કાઠીઆવાડમાં જોઇએ તો ગામડાં ભાંગી જતા લાગ્યાં છે ત્યાંની જમીન ખેડવાવાળા ખેડુતો ઓછા થયા છે વેપાર કરવા વાળા વેપારીઓ નાશી જવા લાગ્યા છે-ઢોર ઢાંખર પાળવાવાળા રબારી ભરવાડ, ગવલી, મલવાએ આ ધંધો છોડી મજુરીનો ધંધો પકડયો છે. સુતાર, લુહાર કડીયાઓ પણ ગામડાં મુકી જતા રહ્યા છે. કુંભારને ઢેઢ ચમાર ભંગીઆપણ જતા રહ્યા છે અને બધા મોટાં શહેરમાં મજુરી કરે છે ગામડામાં જોઇએતો આ વસ્તી મળે નહિ પછી બીજી વસ્તી કોને આધારે ગામડાંમાં રહે ! ! લુગડાં પહેરવા જોઇએ તોએ શીવનાર દરજી મળે નહિં. જોડા પહેરવા જોઇએ ને કોસ સાંધી દેવા કે ચામડાનું કામ કરવા મોચી જોઇએ તે મળે નહિં. હથીયાર ઘડવા લુહાર જોઇએ તો ન મળે. સાંતી વિગેરે નવાં કરવા કે દુરસ્ત કરવા સુતાર જોઇએ તો તે ન મળે જાનવરો દોહવા ને સીમમાં ચારવા ભરવાડ જોઇએ તો તે શોધ્યા ન મળે મજુરી કરાવવા કપાસ વીણવા . અનાજ વાઢવા લણવા ઉભડીયા કોળી, કાકરડા, ઢેઢ, ચમાર, જોઇએતો તે પણ હાથ આવે નહિં. પાણી ભરવાનાં કામ રાંધવાનાં કામ કુંભારનાં જોઇએ તો તે ઘડવાવાળા પકવવાવાળા કુંભાર ન હોય, અને દાણાં ગોળ, તેલ, વિગેરે પુરૂં પાડનાર વેપારી ગામમાં ન હોય એટલે બધાને જોઇતી વસ્તુ માટે દુર ગામડાંમાં જવું પડે. આવી દુર્દશા કાંઇક ગામડાંની સ્થીતિ હોય ત્યાં અમલદારો નાના મોટા જાય અને લોકો ઉપર જુલમ ગુજારવાને વેઠ કરાવે ત્રાસ આપે તે જુદો. વળી

બીજા અનેક રસ્તા તમે લ્યો, તમારો પૈસો ગમે તેમાં વાપરો કે ફંડફાળામાં આપો પણ મુળ વગર શાખા નહોય તમામ હુન્નરો ખેતીવાડી ઉપર આધાર રાખે છે વેપાર વણજ પણ તે ઉપર ટકી રહ્યા છે અને સુતર કાંતવા માટે રેંટીઆઓ ચલાવવા સતર કરવા રૂ મુખ્ય જોશે તે જો તમે વાવશો નહિં ઉત્પન્ન નહિં કરો તો રેંટીઆ પણ તમારા અટકી પડશે અને ભૂખે ટાંટીયા ઘસવા પડશે માટે ખેતીવાડીના ધંધા તરફ જેટલું ગ્રાહ્ય લક્ષ દેવાયને આવાં માસીકોને જેમ ગ્રાહ્યું ઉત્તેજન દેવાય તેમ કરવા મારી ભલામણ છે. મતલબ આ માસીકદ્વારા ખેતી કરતા લોકોનું ભલું થાય અને સાન્ની ઉપજ વધેને આબાદી દેશની-થાય એમ કરવા સઘળાઓની વૃતી થાય એવું પ્રભુ પાસે પ્રાર્થુ છું. આ " ખેતિ-વાડી વિજ્ઞાન " નાં ગ્રાહક વધારવા દરેક ભાઇઓ મદદ કરશે એવી પ્રાર્થના છે. અને જુના ગ્રાહકો અમારાં માસિકને વાંચી અમને ઉત્તેજન આપ્યા કરે છે તેવી જ રીતે આમારા તરફ દીલસોજી રાખી ઉત્તેજન આપ્યા કરશે એવી તેમની પાસે વિનંતી છે-અસ્તુ.

અધિપતી.

# હિંદના ખેતીના પ્રશ્નોનું સ્પષ્ટીકરણ.

—(૧)—

## પ્રસ્તાવના-કેટલાક જરૂરી આંકડા.

ખેતી હિંદુસ્તાનના લોકોનો મુખ્ય અને મહત્વનો ધંધો છે. વસ્તીનો મોટો ભાગ એટલે લગભગ ૨૩ કરોડનો આધાર મુખ્યત્વે કરી ખેતી ઉપર છે. એમાં ૨૨ કરોડ કૃષિ કર્મ કરે છે જ્યારે ૧ કરોડ ઢોર ઉછેરવાનું, ચારવાનું, જંગલનું, તથા બાગ બગીચાનું કામ કરે છે. ખેડુત વર્ગમાં ૮૦ લાખ જમીનદારો છે, ૧૬ કરોડ ઉપરાંત પોતાની જમીન ખેડનારા અને કેટલાક બીજાની જમીનપર ખેતી કરનારા છે. ચાર કરોડ ઉપરાંત ખેડુતોના નોકર અને મજુર તરીકે જીંદગી ગુજારે છે જ્યારે ૧૦ લાખથી ઓછા વ્યવસ્થાપકો, ચાકરો અને એજન્ટો છે,

આ આંકડાઓ ખેતીનો પ્રશ્ન કેટલો અગત્યનો છે તે પુરવાર કરી આપે છે અને તે તરફ પુરતુ ધ્યાન અપાવું જોઇએ એ સ્પષ્ટ રીતે બતાવે છે, ખેતી જો અત્યંત મહત્વની છે અને જેમાં સકળ રાષ્ટ્રનું હિત સમાયેલું છે તે શું ફાયદાકારક ધંધો છે? શું ખેડુત વર્ગ જોઇએ તેટલો આબાદ છે? આ ૬૦ વર્ષમાં જ્યારે અન્ય યુરોપીઅન અને અમેરીકન પ્રજા ઘણા સુધારા કરી રહી છે ત્યારે હિંદના ખેડુત વર્ગે શું કર્યું છે? સરકાર કે જે મદદ આપી અને માબાપ ગણાય છે તેણે ખેતીના વિકાસ માટે શું કર્યું છે?

આ પ્રશ્નનો જોઇએ તેવો ઉકેલ થયેલ નથી અને તેથી પૂર્ણ તપાસની ખાસ આવશ્યકતા છે. આ લેખનો ઉદ્દેશ આ જરૂરી પ્રશ્નોનું ખાત્રી પૂર્વક આંકડાની મદદથી પૃથક્કરણ કરી તેને ખરા સ્વરૂપમાં આલેખવાનું અને ગત ૬૦ વર્ષમાં જે કંઇ કરવામાં આવ્યું તેના ગુણ દોષ શોધવાનું છે. વિશેષમાં ખેડુત વર્ગ હાલની રાજ્ય રિતીથી, ખીજાની જમીન વાવવાથી અને ખેતર ઉપર પૈસાની લેવડદેવડ કરવાથી જે દુઃખ ભોગવે છે તે બતાવવાનું છે. આધુનિક ખેતી કરવાની પદ્ધતિ ખામી ભરેલી છે જેથી લાખો દુઃખમાં સડતાં અને મુંગે મોઢે સહન કરનારા ખેડુતોની સ્થિતી ઘણી કંગાળ છે તેથી તે પદ્ધતીની ખામીઓ દુર કરવાનું બહુ જરૂરનું છે.

ખેતીના વિષય ઉપર બરાબર અજવાળું પાડવા માટે કેટલાક આંકડા બહુ અગત્યનાં છે. હિંદની ૩૧ કરોડ ઉપરની વસ્તીમાંથી ૨૨ કરોડ ખેતી ઉપર અને ૩ા કરોડ માલ વિગેરે હુન્નર ઉદ્યોગના કારખાનાઓમાં નોકરી કરી પોતાનો નિર્વાહ ચલાવે છે. ૫૦ લાખ પોતાના બાપ દાદાનો ધંધો કરે છે જ્યારે બાકીના જુદા જુદા ધંધાઓમાં જોડાએલા છે. પત્રક નં. ૧ કુલ વસ્તીના જુદા જુદા ભાગ બ્રિટીશ હિંદમાં તેમજ દેશી રાજ્યમાં ધંધાને અંગે કેવી રીતે વહેંચાએલા છે તે બતાવે છે.

## પત્રક નં. ૧. વસ્તીના જુદા જુદા ધંધા પ્રમાણે વિભાગ.

| ધંધો. | કુલ વસ્તી. | બ્રિટીશ હિંદ. | દેશી રાજ્ય. | ટકા કુલવસ્તીના. |
|---|---|---|---|---|
| ખેતી, ઢોર ઉછેરવા વિગેરે. | ૨૨૫૦૦૦૦૦૦ | ૧૮૦૦૦૦૦૦૦ | ૪૭૦૦૦૦૦૦ | ૭૨ |
| મીલ વિગેરે કારખાનાઓમાં નોકરી. | ૩૫૦૦૦૦૦૦ | ૨૭૦૦૦૦૦૦ | ૮૦૦૦૦૦૦ | ૧૧ |
| વ્યાપાર, ઉદ્યોગ. | ૨૩૦૦૦૦૦૦ | ૧૮૦૦૦૦૦૦ | ૫૦૦૦૦૦૦ | ૭ |
| નોકરી, બાપદાદાનો ધંધો. | ૧૬૦૦૦૦૦૦ | ૧૧૦૦૦૦૦૦ | ૫૦૦૦૦૦૦ | ૫ |
| પરચુર . | ૧૨૦૦૦૦૦૦ | ૯૦૦૦૦૦૦ | ૪૦૦૦૦૦૦ | ૫ |
| કુલ. | ૩૧૪૦૦૦૦૦૦ | ૨૪૫૦૦૦૦૦૦ | ૬૯૦૦૦૦૦૦ | ૧૦૦ |

ઉપયોગી કામમાં જોડાએલાની ૧૫ કરોડ ઉપરની સંખ્યામાં (જેમાં ૬ કરોડ ઉપરાંત સ્ત્રીઓ છે) ૧૦ કરોડ ઉપરાંત ખેતીમાં, ૨ કરોડ મીલ વિગેરે નિકાસના પદાર્થ ઉત્પન્ન કરનારા કારખાનામાં અને ૧ કરોડ ઉપરાંત વ્યાપાર અને બીજા હુન્નર ઉદ્યોગમાં જોડાએલા છે. બાકી રહેલી સંખ્યામાંથી ૫૦ લાખ વિવિધ ધંધાઓ દાખલા તરીકે લશ્કરમાં અને ૧ કરોડ ઉપરાંત ઘરગતુ નોકરીમાં છે. પત્રક નં. ૨ મુખ્ય દેશોની સાથે સરખામણી કરવા માટે કેટલાક જરૂરી આંકડા બતાવે છે.

## પત્રક નં. ૨ મુખ્ય દેશોની વસ્તીના ધંધા પ્રમાણે વિભાગ.

| દેશનું નામ. | ખેતી. | મીલ વિગેરે કારખાનાં | વ્યાપાર અને હુન્નર ઉદ્યોગ. | નોકરી અને બાપ દાદાનો ધંધો. | બાકીના. |
|---|---|---|---|---|---|
| યુનાઈટેડ સ્ટેટ્સ. | ૧૩૦૦૦૦૦૦ | ૧૨૦૦૦૦૦૦ | ૬૦૦૦૦૦૦ | ૨૦૦૦૦૦૦ | ૫૦૦૦૦૦૦ |
| જર્મની. | ૧૦૦૦૦૦૦૦ | ૧૧૦૦૦૦૦૦ | ૪૦૦૦૦૦૦ | ૨૦૦૦૦૦૦ | ૩૦૦૦૦૦૦ |
| ફ્રાન્સ. | ૮૦૦૦૦૦૦ | ૬૦૦૦૦૦૦ | ૩૦૦૦૦૦૦ | ૨૦૦૦૦૦૦ | ૧૦૦૦૦૦૦ |
| ઈટાલી. | ૮૦૦૦૦૦૦ | ૪૬૦૦૦૦૦ | ૧૫૦૦૦૦૦ | ૧૫૦૦૦૦૦ | ૦ |
| ઇંગ્લં. | ૬૦૦૦૦૦૦ | ૧૫૦૦૦૦૦૦ | ૯૦૦૦૦૦ | ૫૦૦૦૦૦ | ૩૦૦૦૦૦૦ |
| હિંદુસ્તાન. | ૧૦૭૦૦૦૦૦૦ | ૧૮૦૦૦૦૦૦ | ૧૧૦૦૦૦૦૦ | ૫૦૦૦૦૦૦ | ૧૧૦૦૦૦૦૦ |

હિંદુસ્તાનમાં વસ્તીનો મોટો ભાગ ખેતી કરે છે અને હુન્નર ઉદ્યોગમાં બીજા દેશની સાથે સરખાવતા બહુ પછાત છે, આવી સ્થિતિ વર્ષો થયાં ચાલુ છે.

હિંદુસ્તાનનું ક્ષેત્રફળ ૧૧૫૨૦૦૦૦૦૦ એકર છે. બ્રિટિશ હિંદનું ક્ષેત્રફળ ૬૨ કરોડ એકર છે જેમાં ૮૩૦૦૦૦૦૦ એકરમાં જંગલ આવેલાં છે, ૧૪૭૦૦૦૦૦૦ એકર પડતર જમીન છે જ્યાં મકાનો, રસ્તા અને પાણીનો સમુહ આવેલો છે જેથી વાવેતર થઈ શકતું નથી. બાકીની ૩૫ કરોડ એકર જમીન કૃષિકર્મ માટે ખાસ ઉપયોગની છે. ૧૭૧૦૦૦૦૦૦ એકર જમીન ખેતીને ઉપયુક્ત બનાવવામાં મદદગાર થઇ પડે એમ છે.

યુરોપના બીજા પ્રદેશો સાથે સરખાવતાં આપણને આશ્ચર્યસહ સ્પષ્ટ માલમ પડે છે કે ખેતીના વિકાસ માટે બ્રિટીશ સરકારે પુરતું ધ્યાન આપ્યું નથી. યુનાઇટેડ સ્ટેટસમાં દરેક માણસ ૩૭ એકર જમીનપર ખેતી કરે છે જર્મનીમાં દરેક માણસ સરેરાશ ૭ એકર જમીન ખેડે છે જ્યારે હિંદમાં ચાલાક અને મહેનતુ ખેડુત ૨½ એકર જમીનથી વધારે વાવેતર કરી શકતો નથી.

જે પાક ઉત્પન્ન થાય છે તે ખુલ્લી રીતે બતાવે છે કે ખેતી સબંધી આ દેશમાં બહુ થઈ શકે એમ છે પણ હજુ સુધી કંઇ થયું નથી. દર એકરે હિંદમાં ઘઉંનો પાક ૩૦-૪૦ શેર છે. બીજા દેશ સાથે સરખાવતા પાક ઘણોજ જુજ છે. ઇંગ્લંડમા દર એકરે ૧૦૮ શેર ઘઉં ઉત્પન્ન થાય છે જ્યારે યુનાઇટેડ સ્ટેટસમાં ૬૦ શેર થાય છે. સરકારે બહાર પાડેલા આંકડાઓ આ બાબતને પુષ્ટિ આપે છે, તે આંકડા પ્રમાણે પણ દર એકરે ૪૦ શેરથી ઓછો પાક હોય છે.

આર્યાવર્તની આર્થિક સ્થિતી અને આવકને લગતું પત્રક આ બાબતપર વધારે અજવાળું નાખે છે. દુનિયાના મુખ્ય દેશોમાં દરેક માણસની આવક અને જાવક સબંધી તપાસ કરીએ તો હિંદની ભારે દશા સહજ દ્રષ્ટિગોચર થાય છે.

## પત્રક નં. ૩ વિવિધ દેશોની કુલ મુડી, કુલ આવક તેમજ દરેક મનુષ્યની મુડી અને ચાલુ આવક.

| દેશનુ નામ | અખિલ દેશની કુલ મુડી | અખિલ દેશની કુલ ઉપજ. | દરેકની મુડી | દરેકની આવક |
|---|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ. | ૩૫૧૨૪૦૦૦૦૦૦ | ૫૦૦૦૦૦૦૦૦૦ | ૩૫૧ | ૫૦ |
| ફ્રાન્સ. | ૧૧૬૭૫૦૦૦૦૦૦ | ૧૪૬૦૦૦૦૦૦૦ | ૨૯૨ | ૩૮ |
| જર્મની | ૨૦૦૦૦૦૦૦૦૦૦ | ૨૦૦૦૦૦૦૦૦૦ | ૨૯૪ | ૨૯ |
| હિંદુસ્તાન. | ૩૫૦૦૦૦૦૦૦૦ | ૬૦૦૦૦૦૦૦૦ | ૧૧ | ૧૯ |

ઉપરની સર્વ રકમ પૌંડમાં સમજવી.

હિંદમા લોકોના આયુષ્ય ઘણાં ટુંકા હોય છે જેની દેશની આર્થિક સ્થિતી ઉપર ઉંડી અસર થાય છે. પુરૂષનુ સરેરાશ આયુષ્ય ૨૨.૫૯ અને સ્ત્રીનું ૨૩.૩૧ છે. ઇંગ્લંડમાં પુરૂષનું અને સ્ત્રીનુ સરેરાશ આયુષ્ય ૪૬.૦૪ અને ૫૦.૦૨ છે લોકોનું આયુષ્ય ઇંગ્લંડમાં દિવસે દિવસે વધે છે જ્યારે હિંદ ભયાનક ઘટાડો બતાવે છે.

## પત્રક નં. ૪ મુખ્ય પાક.

પત્રક નં. ૪ મુખ્ય પાક અને નિકાશના આંકડા વિગેરે બતાવે છે.

| પાક. | કેટલા એકરનું વાવેતર. | કેટલું પાકયું (ટનમાં) | નિકાશ (ટનમાં) | નિકાશ કરેલા પાકની કિમ્મત (પૌંડમાં) |
|---|---|---|---|---|
| ચોખા (સાદા) | ૭૭૦૦૦૦૦૦ | ૨૮૦૦૦૦૦૦ | ૨૫૦૦૦૦૦ | ૧૭૫૦૦૦૦ |
| ઘઉં | ૨૩૦૦૦૦૦૦ | ૮૪૦૦૦૦૦ | ૧૨૫૦૦૦૦ | ૮૭૫૦૦૦૦ |
| જુવાર | ૨૧૦૦૦૦૦૦ | ૪૦૦૦૦૦૦ | ૦ | ૩૦૦૦૦૦૦ |
| બાજરી, મકાઈ | ૩૮૦૦૦૦૦૦ | ૯૦૦૦૦૦૦ | ૫૦૦૦૦૦ જુવાર અને બાજરી બેમાં | જુવાર અને બાજરી બેમાં |
| શેલડી | ૨૫૦૦૦૦૦ | ૨૩૦૦૦૦૦ | ૫૦૦૦૦૦ | ૩૦૦૦૦૦૦ |
| રૂ (કાચુ) | ૧૬૦૦૦૦૦૦ | ૫૮૦૦૦૦૦ ગાંસડીઓ. | ૫૦૦૦૦૦ | ૫૨૭૦૦૦૦ |
| શણ (કાચુ) | ૩૦૦૦૦૦૦ | ૮૫૦૦૦૦૦ ગાંસડીઓ. | ૭૫૦૦૦૦ | ૨૦૫૦૦૦૦૦ |
| બીયાં. | ૧૫૦૦૦૦૦૦ | ૨૫૦૦૦૦૦ ટન. | ૧૫૦૦૦૦૦ | ૧૭૬૦૦૦૦ |

* આવતા લેખમાં ખેતીની અવસ્થા પર વિવેચન કરીશું માલુમ. તા. ૨૪-૫-૨૧.

(અપૂર્ણ)

જગદીશ્વર સાકરચંદ શાહ.

×—Agricultural problems in India by Doraswami. ઉપરથી થોડા ફેરફાર સાથે.

# "આપણી 'ઉત્તમ ખેતી'ની અધમ દશા કેમ?"

(લખનાર:—અંબાલાલ નરસિંહલાલ શાહ—[illegible])

આજકાલ આપણે ઘણી વખત સાંભળીએ છીએ કે આપણા દેશી ઉદ્યોગો, કલાઓ અને ખેતીવાડીની ઉન્નતતા ધીમે ધીમે ઘસાઈ જઈ નાશવંત સ્થિતિમાં આવી ગઈ છે એમ વારંવાર થાય છે. પૂર્વની સુન્દર ઉદ્યોગોની અપૂર્ણતા પુનઃ કેમ કરીને પાછી મેળવી શકીએ એને માટે આપણે સતત પ્રયાસ કરવો જોઈએ અને પૂર્ણ ખંતથી તેમ થવાનાં કારણો શોધી કહાડી, સમજી, તે વિધિમાર્ગ ખંતના પ્રયાસે સુગમ થવા યથાયોગ્ય મહેનત કરવી

નાના પ્રકારનાં વાચેતરની ઉત્કૃષ્ટતા અને વિશાળતા માટે અતિ ખ્યાતિ પ્રાપ્ત કરેલી હતી, ઉત્તમ પ્રકારના ગાલીચા, શેતરંજીઓ, રેશમી કાપડ, મલમલ, કોતરકામ, રૂ અને ગળીની ઉત્પત્તિની વિપુલતા પુષ્કળ હતી અને તેનો પરદેશ ખાતે ઘણોજ નિકાસ થતો હતો. અન્યથા એમ કહીશું તો ચાલશે કે આ આર્યાવર્ત **આત્મશક્તિ પર આવલંબી રહેલો હોવાથી પોતેજ બધું ઉપજાવી શકતો હતો. પરરાષ્ટ્રઆધારભૂત બિલકુલ પણ** નહોતો, એમ કહીશું તેમાં બિલકુલ પણ અતિશયોક્તિનો દોષ નડશેજ નહિ.

**વેપાર ઉદ્દેશથી પરદેશીઓનું ભારતવર્ષમાં આગમન**— પ્રથમ અંગ્રેજ લોકનો ફેરો અહિં વેપાર ઉદ્દેશથી હતો; કાંઈ રાજકીય હીલચાલના ઉદ્દેશથી નહિ. પ્રથમ હિંદુસ્તાનમાં સુરોખાર અથવા જેને અંગ્રેજીમાં સૉલ્ટપીટર એ નામથી ઓળખવામાં આવે છે તેની ઉત્પત્તિ વધારે પ્રમાણમાં હતી. તેનો પરવાનો મોગલ શાહેનશાહ પાસેથી લૉર્ડ કલાઇવે ખાસકરીને દારૂગોળો બનાવવાના કામમાં લીધો તેમજ અફીણનો વેપાર પણ સમધીકાર ચાલતો હતો બંગાળામાં ગળીનો પાક પુષ્કળ થતો તેનો પણ અંગ્રેજો વેપાર કરતા હતા કુદરતથી બક્ષાયેલી હિંદુસ્તાનની ચીજોનો વેપાર એ લોકો કરતા હતા ઈતિહાસ ઉપરથી આપણને સ્ફુટ થાય છે કે અંગ્રેજ લોકોની વેપાર કરવાની કુનેહ ઓરજ પ્રકારની હતી. તેઓ મોગલ બાદશાહને શું પ્રિય છે તે સત્વરે ખોળી કહાડતા અને તેમની વિલાસ પ્રિયતાને વધુને વધુ પ્રબળ કરતા દ્રાક્ષના દારૂની જરૂર જુવે તો તે અને મોજ શોખની એવી બીજી ચીજો પુરી પાડી બદલામાં વેપારની છુટજ માંગતા મોગલ—રાજ્યાધિકારી તેમની એ સેવ્યવૃત્તિની ચપળતા જોઈ રંજિત બનતા ગયા અને બહુધા અંતે તે તેમને વશ થઇ જતાં કલકત્તામાં બધો વેપાર યુરોપીયનોને હાથ થઇ ગયો; અને ગળી, અફીણ, ચાહ, કોલસો, શણ બધો વેપાર સમધીકાર ચલાવવા લાગ્યા.

જે વખતે હિંદુસ્તાનમાં ઘણીજ રાજદ્વારી ખટપટ અને અંધાધુંધીની અવ્યવસ્થા ચાલતી હતી, ત્યારે તે વેળા યુરોપમાં રસાયણ શાસ્ત્ર, યાંત્રિકબળ વગેરે વગેરે શાસ્ત્ર અને કળાના અભિપ્રાયનો સારો અભ્યાસ ચાલુ હતો જે અરસામાં યુરોપમાં—સત્તરમા, અઢારમા, ઓગણીસમા સૈકામાં— પુષ્કળ શોધખોળ ચાલુ હતી, ત્યારે તે અરસામાં અહિં કેવળ નિર્માલ્યતાજ દસ્યમાન થતી હતી વિલાસની ચીજોની મોહિનીની શરૂઆત થતી હતી ઓરંગઝેબ બાદશાહના મરણ પશ્ચાત્ શાન્તિ દેવીનું તદન જાણે અવસાન થયું હોય તેમ જણાયું વિદ્યા, હુન્નર, કારીગરી પણ, તેની સાથે સહગામી થવા લાગ્યાં.

**પરદેશીનો પ્રવેશ અને સ્વદેશીનો અભાવ**—તેઓ યંત્રિકબળના પ્રભાવદ્વારા કાર્ય વધારે ત્વરે સોંઘુ અને સરસ ઉપજાવી શકવા લાગ્યા. તેઓએ, હવે તેમના માલની માગણી ક્યા દેસમાં વધારે છે, તે તરફ ધ્યાન આપી માગણી પુરી કરવી એવું સમજવા લાગ્યા તેઓએ હવે તેમના માલની તેમણે જોયું કે એવો દેશ એકલો ભલો હિંદુસ્તાન છે. અંગ્રેજી ચીજો હવે હિંદુસ્તાનમાં રોકટોક વગર પગપેસારો કરવા લાગી. કારણકે ત્યાંથી કાપડ સસ્તું અને સુશોભિતદાર આવવા લાગ્યું. વણકર લોકોનો ધંધો ધીમે ધીમે પડી ભાગ્યો. અંગ્રેજ લોકોના સહવાસને લીધે કોટ, પાટલુન, ટાઈ, ટોપીઓ વગેરે પહેરવાનો શોખ વૃદ્ધિગત થતો ગયો, ઘણે લાંબે વખતે લોક સમજ્યા કે આપણે પરાળપરથી કાપડની મોટી કેમ ન ચલાવી શકીએ તેમાં બે ત્રણ લાખ રૂપિયાનું ખર્ચ હોઇ સમજે નહિ ને શેર ભરે નહીં.

આવી આવી વિટંબનાઓ આવી પડતી ધીમે ધીમે મટી કંઈક, આપણા દેશમાંથી રૂ જતુ અટકવા લાગ્યું અને સુતરની મીલો ભગીરથ પ્રયત્ને થઇ. અરે પણ વણકર લોકની શી દશા ! તેમની રોજી ? ભૂખે મરી ગયા !

ગળી રંગવાનો ઉદ્યોગ—અમદાવાદમાં ગળીનું કામ કરનારા કેટલીક ચોકથી જણાઇ આવતી નિશાની પરથી વધારે હોવા જોઈએ એમ જણાય છે. હવે તે ધંધો નાશ પામ્યો છે. ત્યાં ફક્ત હવે ગાળવાનાં કુંડાં, ભઠ્ઠી વગેરે પડી રહેલું જણાય છે, તેના ઉપર અંધમણ અધમણ તો ધૂળ ચઢી હશે. એક વખતે એજ ગળી આપણા દેશમાં થતી હતી અને અદ્યપિ બંગાળામાં થાય છે. પણ તેનું વાવેતર ઘણું ઓછું થતું જાય છે. કોલટારમાંથી જર્મન રસાયણ શાસ્ત્રીઓએ કૃત્રિમગળી બનાવવા માંડી તેમને હાથ જાણે સોનાની ખાણનાં ચાવી હોયની ! અથવા તો અરે બીચારા નાઇક્સના અલાદિનનો દીવો હાથમાં ના આવ્યો હોયની ! તેમ થઈ પડ્યું ! એ કોલટારમાંથી ભિન્ન ભિન્ન પ્રકારના રંગ, ખાંડ, વગેરે પદાર્થો બનાવે છે એક અદ્ભુત પેશો પેદા કરે છે, એ કંઇ આપણા ઉપર જુલમ કરતા નથી હાં, સારાંશ એકે દેશમાં સોનું પાકે તેથી તે દેશ તવંગર નથી, પણ જે રાષ્ટ્રમાં કુદરતને જીતવાની શક્તિ ધરાવનારા વિદ્વાનો પાક્યા છે, જ્યાં જ્ઞાનનો પ્રચાર બહોળો અને બહોળો થતો જાય છે, જ્યાં રાજા રૈયતને શાસ્ત્રની શોધ ખોળ કરવા સહાય આપે છે. જ્યાં વિદ્વાનો ની કદર બુજાય છે, જ્યાં વિદ્વન્મંડળ આત્મશાસ્ત્રની શોધખોળ કરવા તત્પર રહે છે તેજ રાષ્ટ્ર તવંગર છે એમ સમજવું જોઇએ. આપણા દેશમાં સોનું હીરા અને અને કનેક રત્નાદિ ભૂગર્ભમાં સમાએલા હોય તેથી શું ! તેમુરની સોનાની ખાણોમાંથી સોનું પરદેશ ઘસડાઇ જાય છે, કારણકે તે આપણને શોધતાં આવડ્યું નહિ.

બંગાળામાં ગળીનું વાવેતર પુષ્કળ થતું હવે તો ગળી આવી એટલે વાવેતર થયું ઓછું, અને એ ખાલી પડેલી જમીનનો શો ઉપયોગ કરવો એ મોટો પ્રશ્ન થઇ પડ્યો છે. આમ કુદરતની બક્ષિસો નષ્ટ થતી જાય છે. આપણે ગળીથી પૈસા કમાતા હતા તેના બદલે કૃત્રિમ ગળી જર્મનીથી પૈસા આપી લાવવી પડે છે આ પણ જોવા જેવું છે ?

ખેતીનો ઉદ્યોગ—હિંદુસ્તાનના લોકોનો મુખ્ય આધાર ખેતી ઉપર છે. ખેતીનો આધાર વરસાદ ઉપર છે. એક વરસાદ ના આવ્યો એટલે હિંદુસ્તાનમાં તો દુકાળ સમજવો હમણાં હમણાં હિંદુસ્તાનના કમનસીબે વિપદ્ ઉપર વિપદ્‌રૂપ બહુ આવી ગયા દુકાળ અને દુકાળ અને તેની મોંઘવારીની અત્યંત વિટંબના સાથે વળી યૂરોપીય વિગ્રહનું અનિવાર્ય દુઃખ—હવે એની ઇશ્વરકૃપાએ શાન્તિ થઈ છે.—પ્લેગ અને ઇન્ફ્લુએન્ઝાનો ત્રાસ જનક દેખાવ એક દેશમાં પાકેલું અનાજ રેલવેને લીધે પરદેશ ઘસડાઈ જાય છે અને જ્યાં સારો ભાવ મળ્યો, મળ્યા મળે છે ત્યાં વેપારી લોકો વેચે છે જે ખેડૂતો અનાજ પાકે છે તેજ ખેડૂતો ભૂખે મરે એ મજ્જા આશ્ચર્ય કારક બનાવ છે જે. પેટકું તે માસ્તું ! ખેડૂત કંઇ એક વરસમાં એક વરસ ચાલે એટલુંજ પકવતો હોય એમ અને નહીં મુદ્દાની વાત એજ છે કે પાક ઘણો થોડો ઉતરે અને તેમાંથી બિચારાને સરકાર મહેસુલ આપવું પડે છે, શાહુકારને ત્યાંથી રૂપિઆ લાવ્યો હોય તેને રૂપિયા, તથા તેનું વ્યાજ આપવું પડે છે. રૂપિયા અને તેનું વ્યાજ રોકડું નહોવાને લીધે થોડો પાક એના બદલામાં આપી દે છે એક વરસ આખે એટલુંય પણ ભાગ્યેજ પાસે રહે છે. આવી બીજે વરસે

વરસાદના આવે તો પછી એમના તો બારજ વાગી જાય પહેલાં જમીનમાંથી પાક સારો ઉતરતો હોવાથી ખેડૂતને ત્યાં કોઈ દિવસ દુકાળ નહોતો માલનો ઉઠાવ ગામગામે ગામમાં થતો અને જે દાણા રહેતા તે પોતે ભોંયરા જેવું કરી કોઠીઆરાખાં ભરી રાખતો જેથી બીજે વરસે વરસાદ ના પડે તો પણ તેને અડચણ નડતી નહીં.

દિન પ્રતિદિન જીવનની, આધાર ભૂત ખેતી તરફ આપણા લોકોની આટલી બધી બેદરકારી વધતી જાય છે એનું કારણ શું ? ખેતીમાં મજુરીની જરૂર છે એ વાત સિદ્ધ છે, પરંતુ એથી કંઇ એમ સિદ્ધ થતું નથી કે ખેતી છેક અભણ—ખેતીનું અલ્પયસી જ્ઞાન ધરાવનાર—મજુરોને સોંપી દઇ આનું પ્રતિદુર્લક્ષ જણાવવું—અરે ? જમીનદારે નિરાંતે સુઈ જવું જમીનદારોની મગજમાં એવી વાતો રમી રહી હોય છે કે એ મજુર લોકો એમને વાવીને ખવડાવશે. તે લોકોએ ખેતીવાડી સબંધી અભ્યાસ કરવો જોઈએ, નવીન જાતનાં ખાતરોનો ઉપયોગ કરતાં શીખી જાણવું જોઇએ અને આમ ધીમે ધીમે પ્રગતિના માર્ગમાં આગળ વધી સુધારો કરવો જોઈએ જમીનમાં થોડા વર્ષ વાવેતર કર્યા પછી તેમાંથી પ્રાયઃ કસ ઓછો જાય છે, કારણતે જમીનમાંથી જે ક્ષારો ઝાડને પોષણ કર્તા હોય છે તે કમી થતા જાય છે એટલે પાક પણ ઓછો થતો જાય છે, ખેતીવાળાઓને જુદા જુદા પાકને સારૂં જુદી જુદી જાતનાં ખાતરો અવશ્યનાં છે, તેમજ અમુક પાક ઉતર્યા પછી અમુક જાતનુંજ વાવેતર થવું જોઇએ એનું સંપૂર્ણાંશે જ્ઞાન કરાવવું જોઇએ ખેતીવાડીને લગતા રસાયણનો અભ્યાસ કરવો જોઇએ, કારણકે તેની મદદથી પાકમાં વધારો કરી શકાય છે અને તેથી મહેનતનો બદલો વિશેષ પ્રમાણમાં મળે છે. અમેરિકામાં શાસ્ત્રની મદદથી તંબાકુનું વાવેતર પુષ્કળ થાય છે તેની બીડીઓ થાય છે. તેમ છતાં આપણી તંબાકુની સીગારેટ કેમ બનાવવામાં નથી આવતી ? અને આપણે શા માટે પરદેશથી બનાવેલી સીગાર અને સીગારેટ પીવા લાગ્યા ?

આપણી તંબાકુ અને અમેરિકન, ઇજીપ્શીઆન અને ટર્કીશ તંબાકુમાં ફેર માત્ર એટલો હોય છે કે ત્યાંની તંબાકુમાં સુગંધ હોય છે તે સુગંધ ક્યાંથી લાવે છે ? તે કુદરતની જ છે કે કૃત્રિમ છે ? અમેરિકન લોકોને કુદરતની વાસ તંબાકુમાં માલમ પડી અને અંતે એમ જણાયું કે અમુક-અમુક પ્રકારનાં જંતુને લીધે, અમુક તરેહની વાસ રહે છે એથી એમણે તે જંતુઓ એમની પ્રયોગ શાળામા તૈયાર વાવેતર કરતી વેળાં તે જંતુઓને તંબાકુના છોડમાં દાખલ કરી તંબાકુ ઉત્તમ પ્રકારની કરી અને પછી ઉઠાવ પણ સારો થવા લાગ્યો. અહિં આપણે એના કોઈ પણ પ્રકારના પ્રયાગો થતા નથી અને એમ પણ સમજાય છે કે એ લોકો આપણી તંબાકુ આપણી પાસેથી ખરીદી તેમની સુગંધીદાર તંબાકુનું મિશ્રણ કરી હાલની સીગારેટ થાય છે. તંબાકુમાં મોટો સવાલ એ છે કે તેને સાર (Curo) કરવાની (કેળવવાની) રીત જાણવી જોઇએ. આપણે જ્યાંસુધી કૃત્રિમ તંબાકુ તૈયાર નથી કરી ત્યાંસુધી આપણાં સદ્ભાગ્ય છે એમ સમજવું. અને ! સાયન્સ શું કરે છે !

લેખક, આ બીડી અને સીગારેટનો વ્યાપાર ધમધોકાર ચાલે એમાં રાજી નથી, પણ વિષયને અનુસરી દ્રષ્ટાંત તરીકે વાત કરે છે એ આપ વિનયી વાંચકોએ બિલકુલ પણ વિસારવું ન જોઇએ. બીડીના ધંધાથી આપણી કેટલીએ કમાણી ધુમાડામાં જતી રહે છે એમાં કંઇ કહેવા જેવું રહ્યુંજ નથી. જેમ બને તેમ આ વ્યસનથી દૂર રહીએ તેમ ઠીક. સાથે

વળી એટલું આપ યાદ રાખશો કે લેખકને બીડી કે સીગારેટ યાતો તંબાકુનું કોઈ પણ પ્રકારે વ્યસન નથી. ઉપર કહ્યું તેમ દૃષ્ટાન્ત આપી વિષયની સરલતાર્થેજ એટલું વિવેચન કરવામાં આવ્યું છે. એ વ્યસન પરદેશની ચીજોમાં મોકવે એના કરતાં એવીજ ચીજો દેશમાં ઉત્પન્ન કરી વાપરે તો પૈસો દેશમાંને દેશમાં રહે એજ કહેવાનો ભાવાર્થ.

અમેરિકામાં એક એકરે-રૂ. ૧૦૦ નું ખાતર નાંખે છે અને પાક રૂ. ૪૦૦ થી ૫૦૦ સુધીનો લગભગ ઉતારે છે એટલે ખેડૂતને રૂ. ૩૦૦ થી ૪૦૦ નો ફાયદો રહે છે. હવે આપણા ખેડુતની સ્થિતિ સાથે સરખાવતાં 'ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી' એવું થઇ પડે છે. ખેડૂતની સ્થિતિ અહીં ઘણી ગરીબ છે અને ખાતર પાછળ એટલું ખર્ચ કરવાની એમની તાકાત નથી. શાહુકાર વ્યાજ લઈ લઈને તેમનો ડુચો કહાડી નાંખે છે. ધારો કે એક ખેડૂતને રૂ. ૧૦૦ શાહુકાર પાસેથી લેવા પડયા અને જોરડીની ખેતી સારૂ એ સો રૂપિયા ખરચ્યા; હવે દૈવયોગે ખેતરમાં ઉધાઈ લાગી અને જોરડી બીલકુલ પણ થઇ નહીં અને સાથે મેઘરાજે પણ અકૃપા કરી એટલે એના સો રૂપિયા તો પાણીમાં ગયા, શાહુકારનું દેવું ઉભું રહ્યું અને વ્યાજ ઉપર વ્યાજ ચડતુંજ રહ્યું. હવે બીજો પાક કરવા સારૂ બી વગેરે લેવા સારૂ બીજા રૂપિયાની જરૂર તે ક્યાંથી પુરી પાડે? સરકાર મહેસુલ ,પાકે યા ન પાકે, પણ લેનારજ એટલે એ બિચારાની તો દુર્દશાજ! આવી પરિસ્થિતિ સમજવાને માટે તેમને પુરી કેળવણી મળવી જોઇએ. દરેક ગામડાંઓમાં નિશાળો ઉઘાડવામાં આવે અને ફરજ્યાત કેળવણી દાખલ કરવામાં આવે તેમાં ખેતીના વિષયો ખાસ કરીને ખેડુતોના છોકરાઓને તેમના ખેતરમાંજ પદ્ધતિસર શીખવવામાં આવે તોજ ક્યારેક પણ સુધારાની આશા ભવિષ્યમાં બાંધી શકાય અને સરકારને મહેસુલ ઉઘરાવતાં પણ મુશ્કેલી પડે નહી. આવા ખેડૂતોને સરકારે નાણાં પણ ધીરવાં જોઇએ, અને સરકાર તેમને ખેતીનું સારૂ જ્ઞાન આપશે અને નાણાં આપશે તો ખેડૂતોને ફાયદો થશે એટલુંજ નહીં પણ મહેસુલમાં સરકારને પણ ફાયદો થશે. ખેડૂતો તેમની વફાદાર રૈયત તરીકે રહેશે અને સરકારના અત્યન્ત આભારી છે તે સદાને માટે રહેશે અને ઉપકારોમાં વધારો થશે. એવી આશા રાખી આટલેથીજ હું મારી લેખિની સાથે વિરમીશ. અસ્તુ.

ઇતિ શીવમ્.

## હિંદના કૃષિકારોની અધમતાનાં કારણો અને ઉપરી અમલદારોથી વર્તાતો જુલમ.

(માહે ફેબ્રુઆરીનાં પૃષ્ઠ ૨૩૪ થી આગું.)

———:o:———

આમ્હારે દેશ સેવા, સમાજ સેવા અને કૃષિ સેવાઓને વિભાગથી આપી નર્દ નિચ પરતંત્ર વર્ગની બેડી રૂપ નોકરીમાં જોડાઇ પોતાનું ઉદર ,સમજાવવા દૈવની સ્વતંત્રતા ઉપર તરાપ મારી (હોદ્દાઓ થઈ) સરકાર માબાપને બ્હાલા થતા જાય છે. અફસોસ! અફસોસ! કે ક્યાં હિન્દની ભાવી પ્રજા આ પ્રમાણે ઉત્પન્ન થાય ત્યાં ઉન્નતિ થવાની વાતજ શી!!

જ્યારે આ દેશી યુરોપીયન સાહેબ અમલદાર બની ગામડાંમાં જે ઠેકાણે મુસાફરી કરવા જનાના હોય છે જાણી ત્યાંની અજ્ઞાન ખેડુત પ્રજાના હૃદયમાં મોટો આઘાત (ધ્રાસકો) પડે છે. અને વેઠ સંબંધીની અનેક ચિંતાઓ અગાઉથી તેમના શરીરમાં વાસ કરી રહે છે. અને જ્યારે તેઓ સાહેબ ગામ પર જાય છે, ત્યારે અનેક પ્રકારે ખેડુત પ્રજાને ત્રાસ આપે છે, કનડે છે અને તેમના ચાલતા કામમાં ખલેલ પાડે છે. (ફૂરે છે) તેમ તેમની ખરી ખોટી વાતમાં હાએ હામાં ભળવું પડે છે. સાથે લાવેલા ઘોડા, બળદ અને ઉંટ વિગેરે પશુઓના ખોરાકનો બોજો તેમની પર આવી પડે છે (પુરો પાડવો પડે છે.) સાહેબજી આવવા જવાના હોય તો તેમની સાથેના સરસામાનને લાવવા લઇ જવાની મજુરીઆ વેઠ પણ ખેડુત પ્રજાને કરવી પડે છે. આ મુજબ જો બિચારા વેઠ કરવ (કામ કરવા) કબુ ના પાડે તો તેનીપર જબરજસ્તી થાય છે. અને ઘણી સખ્તાઇથી કામ લેવામાં આવે છે, રે! માતૃભૂમિ તારા ઉદરનું પોષણ કરનાર આ સકળ જગતનો જેની પર આધાર છે તેવા મૂંગા શાંત અને સાદું જીવન ગાળનાર ખેડુત પર શું આટલો બધો કોપ !! હદ ! !

રે! નોકરીની પરતંત્રતામાં પડી ઘેરે ઘેર અને ગામે ગામ ભીખ માગી ખાતા અભીમાની, લુચ્ચા ને લોભી કસાઇથી પણ ક્રુર એવા ઝેર સમાન અનીતિ અને અપ્રમાણિક પણે ચાલનાર અમલદારોને ધિક્કાર છે! ધિક્કાર! કે જેનું ખાય તેનુંજ ખોદનાર હોય! પછી જ્યાં આવું થાય, પોતાના સ્વાર્થ ભણી, લોભ ભણી અને રાજાથી પણ સ્વતંત્ર થાય ત્યાં દેશનું, રાજ્યનું, ગામનું અને સમાજનું ભલું થવું મુશ્કેલજ હોય!

બુદ્ધિમાન માણસ નીતિમાન ન હોય તો તે સમાજને નુકશાન કર્તા છે, તે આવાજ. કારણ કે તેમનામાં બુદ્ધિ હોય છે, પણ તેનો વ્યય કેવી રીતે કરવો, ક્યાં કરવો, કેટલી હદ સુધી કરવો, આ વાત સારી છે કે ખોટી વિગેરેનો તેઓ ઉપયોગ કરતા નથી. અને સાહેબ લોકો થનારા તો ખાસ નીતિમાનજ હોવા જોઇએ. રાજાએ પણ આવા અમલદાર સાહેબો પર પણ ખાસ ધ્યાન આપવું જોઇએ. તેની સાથે પ્રજા પણ સુખી થાય એમ ફરમાવવું એ પણ પોતાનો ધર્મ છે, જો દેશનો કે રાજ્યનો રાજા પોતાની પ્રજાપર પ્રેમ દર્શાવી મોરી રૈયત મારાં અંગીભૂત વ્હાલાં બાળકો કહી તે પ્રમાણે યોગ્ય ન્યાયથી વર્તતો નથી તે રાજાને પણ કેવો સમજવો તે વાંચક વિચારી લેવું પરમેશ્વરે રાજાને કાંઇ ભોગવિલાસ કરવા, લોકોને પીડવા, દંડવા, જાત જાતના કરો નાંખવા કાંઇ ઉત્પન્ન કરતા નથી. તેણે તો મારી પ્રજા ક્યા પ્રકારે સુખી થાય તેનાજ રસ્તા ખોળવા જોઇએ. પ્રજાએ પણ રાજાને પોતાના પિતા સમાન સમજી તેમની તરફ વર્તવું, તેમને અનેક પ્રકારે રાજ્યમાં બનતી મદદ કરવી, કાયદાને માન આપવું. રાજ્યમાં બંડ કે ફીસાદ કરવાં કે કરવા કોઇને ઉશ્કેરવું નહિ એ પણ દરેક નાગરીકોની ખાસ ફરજ છે.

ઉપર પ્રમાણે રાજાની ફરજો દર્શાવ્યા ઉપરાંત દેશનો જેનાપર આધાર છે, તેવી ખેડુત પ્રજાનાં બાળકોને યોગ્ય શિક્ષણ આપી તેમનો વ્યાવહારીક ધંધો જે ખેતી છે, તેને લગતાં સાધનો આપી તેને તે સંબંધીનું જ્ઞાન અર્પી કાળીએ ભણાવવાં જોઇએ. આ પ્રકારનું શિક્ષણ આપવા ઠેકાણેઠેકાણે કૃષિશાળાઓ સ્થાપી પ્રત્યક્ષ શિક્ષણ આપી બતાવ્યું હોય

તો થોડાજ વખતમાં આ કાર્ય સફળ થાય એમાં સંશય નહિ અને આ શિક્ષણ સંબંધીનો કાયદો પણ ફરજ્યાત હોવો જોઇએ.

બાદ જ્યાં ખેડુતમાંથી અજ્ઞાનતા ગઇ નથી ત્યાં સુધી કૃષિકાર્યમાં સુધારો થવો કઠીન છે, શિક્ષણ મેળવેલાં બાળકો યોગ્ય ઉમરે પહોંચતાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી સફળતા મેળવે છે. ખેડુતો પાસે પૈસો ટકો હોય, સાધનો હોય પણ બુદ્ધિ વગર તેમને તેનો ઉપયોગ કરતાં આવડતું નથી. શિક્ષણ મેળવવું એ નોકરી માટેજ છે એવું જે સમજે તે મૂર્ખજ કહેવાય.

• પછી મોટાં મોટાં બાવટો ભરવાં, લેખો લખવા, હેન્ડબીલો છપાવવાં એ બધું ખોટુંજ છે. એ કે આ નિશાનીઓ દેશને જાગૃત કરનારીઓ છે, છતાં કહેવા કરતાં કરી બતાવવુંજ ઉત્તમ છે, અને આજ આ ધારે કહીએ તો મોટા વક્તાઓ જંગી સભાઓ ભરી વાંકા વળી ઉભા રહી હારતોરા પહેરી હાથમાં કલગી લઇ બગાડા પાડી બારે સન્દેશો બાબુગાં ??? છે ભાં જેનો આધાર ખેડુતો પર છે તેઓની સંભાળ કોણ લે છે ! જ્યારે નિસ્વાર્થ થઇ ખરા પ્રેમથી સ્વદેશ સેવાનાજ કાર્યમાં ગામેગામને ઘેરઘેર ઉપદેશ આપી બિચારી રાંકડી ખેડુત પ્રજાની સ્થિતિમાં સુધારો કરશે તોજ કંઇક અંશે હિન્દની ઉન્નતિનાં ચિન્હો દૃષ્ટિ સમીપ ખડાં થશે.

| | |
|---|---|
| વડોદરા<br>પ્રાતઃકાળ<br>ઑફીસ. | વ્યાસ. ચુનીલાલ હરગોવિંદદાસ.<br>(સંગી)<br>આરોલવાળા. |

---

# વર્ષા થવા માટે પ્રભુ પ્રત્યે યાચના.

---

નાથ ભરોસા નીજ તારૂં સુંદર શામળીયા એ ઢબ

અમ અરજી ઉરધારી, ભવદુઃખ હરનારા;
કર વરસા સુખકારી, ધરણી ધરનારા. ટેક
ભરી રહી સૃષ્ટીમાં કરજો, જન અન-ધન ભંડારો ભરજો, દરજો
અમ દુઃખ હરી, ધરણી ધરનારા. અમ અરજી ઉરધારી, ભવ દુઃખ હરનારા;
કર વરસા સુખકારી, ધરણી ધરનારા. ૧
[1]શર [2]ખેંચ્યું દુષ્કાળને હણવા, દામની [3]અસી ઓગાળ તોપના ગણવા
ઢ ઢ ઢ ઢ ઢ ઢ ઢ ઢ ગાજે, ધરણી ધરનારા. ૨
સજી છત્ર અંબર [3]આડંબર, [4]સુખાળ ભૂપ ત્યાં થયા સ્વતંતર, તીલક
કરે [5]પૃથ્વી દેવી, ધરણી ધરનારા. ૩
ટીહુ ટીહુ ટીહુ ટીહુ મોર ટહુકે, પીઉ પીઉ શબ્દ બપૈયા ન ચુકે,
સુરે ન પુરી [6]મલ્હારા, ધરણી. ૪

---

૧ ઇંદ્ર ધનુષ્ય ૨ તલવાર ૩ મેઘાડંબર ૪ સારૂં વર્ષ ૫ પૃથ્વી ૬ મલ્હાર રાગ.

ખળખળ ખળખળ સરીતા ઝરણા, નીરમળ જળ મુક્તાફળ વરણાં,
ઊંળાં પણ મહાં દીસે, ધરણી. ૫
માન સરોવર સમસર શોભે, [7]કૃષીકર હંસ તણા મન લોભે, લોભે મન,
[8]ગોવાળા, ધરણી ધરનારા. ૬
નવ પલ્લવ ધરતી તજ નીરખી, કૃષી ઉર ઝલકે હરખી હરખી, પરખી
ને એ પ્યારા, ધરણી ધરનારા. ૭
અમ કૃષી બાળક તું અમ પાળક, ખળ જન ખાળક પાપ પ્રક્ષાળક,
ટાળક તાપ અમારા, ધરણી. ૮
યાચક અરીશીંહ યાચે તમને, એસુખ આપો હે પ્રભુ અમને,
તમને સ્યાની ખામી ? ધરણી ધરનારા. ૯

લી.

અરીશીંહજી નાથાભાઇ વાળા.

---

## સમય બાવની.

( છપ્પય પ્રકરણ )

---

સમય અપાવે રાજ, રાજ પણ સમયે જાયે;
સમય કરાવે કાજ, સાજ સહુ સમયે થાયે.
સમય નસાડે દુ:ખ, સુખ પણ સમયે જાયે;
સમય સ્વજન સન્મુખ, સમય વિદેશ ભમાયે.
સ્વર્ગ મૃત્યુ પાતાળમા, સૂત્ર સમય કરનાર છે;
કહે ધીર આ સૃષ્ટિનો, સમય તેજ કરનાર છે. ૩
સમયે પળવું પંથ, વિચરવું [10]ઉજ્જડ વાટે;
સમયે પળવું પંથ, બાગ કે રમણિય ઘાટે.
સમયે પળવું પંથ, વાહને મોજ માલિને;
સમયે પળવું પંથ, તાપમાં પાય ચાલિને.
સમયે પથે ચાલવું, દેહી થઈ સરકારના;
કહે ધીર સમયે કદી, થાવું સભ્ય દરબારના. ૪

અલમપુર
નિંગાળા થઇ

ધીરસિંહ બહેરાભાઈ ગોહિલ

---

૭ ખેડુત ૮ ગોવાળીયા.

ગાય, ભેંસ, ઘોડાં વિગેરેને ખવરાવવાનો કીંમતી ચારો.

# રજકાનું બીજ.

વાવવાની મોસમ શરૂ થઇ છે તુરત મંગાવો.

અમારી પાસે રજકા ( Lucerne Grass ) નું બીજ તદન નવો અને ચોખો માલ આવ્યો છે. માટે તુરત મંગાવો. વહેલો તે પહેલો કીમત એક રતલના રૂ. ૧–૧૨–૦ ટપાલ ખર્ચ જુદું. વી. પી. થી મોકલવામાં આવશે. એકથી ત્રણ રતલ સુધી ઑર્ડર લેવામાં આવશે. તેથી વધારે જોઇતું હોય તેઓએ અમોને લખી પુછવું.

ગુણવંતરાય દુલેરાય અંજારીયા.

ધરમપુર,-જી. સુરત.

---

Rgd. No. B. 1113

# જાહેર ખબર.

ડી. સો. અંજારીઆની ખેતીવાડા બગીચા અને પાણીનાં નવાણનાં પુસ્તકોની બીજી આવૃત્તિ બહાર પડી છે.

દરેક જ અભ્યાસંધ વેચાય છે. રૂની ખેતી, કલમી આંબા ઉછેરવાનાં પુસ્તકોની બીજી આવૃત્તિ હજુ છપાવવાની છે. નીચે લખ્યાં પુસ્તકો તૈયાર મળશે.

| | | રૂ. આ. પૈ. |
|---|---|---|
| ૧. | હિંદુસ્તાનમાં થતાં વાવેતર કરવાની રીત. | ૧—૪—૦ |
| ૨. | ફળ ઝાડ કરવાની રીતનું બગીચાનું પુસ્તક. | |
| | ,, ,, પાકું પુંઠું. | ૨—૯—૦ |
| ૩. | નવાણનાં પાણીની શોધ તથા પાણીનો ઉપયોગ કરવાનાં સાધન. | ૧—૮—૦ |
| | પાકું પુંઠું. | ૧–૧૧—૦ |
| ૪. | ગાય ભેંસ બળદ ઘોડાં ઉછેરવાની તથા ઘી દુધ વધારવાની રીત. | ૧—૮—૦ |
| ૫. | જુદાંજુદાં જમીન અને ખેડના હથીઆર ઓજાર | ૧—૪—૦ |
| ૬. | ખેતીવાડી વિજ્ઞાન (ભાગ ૧) વાર્ષિક લવાજમ. | ૨—૮—૦ |
| | ખાનગી માટે ખાસ ઓછું લવાજમ. | ૧—૮—૦ |
| ૭. | રેશમના કીડા ઉછેરવાની રીત તથા કેળાના વાવેતર કરી તેના રેસા બનાવવાની રીત. | ૦—૬—૦ |
| ૮. | કુવામાં પાણી વધારવા માટે બોરીંગ કરવાની હીકતનો ખાસ અંક. | ૦—૪—૦ |

મળવાનાં ઠેકાણું:—

૧ મંગાવો—દુલેરાય સી. અંજારીયા. ધરમપુર–જી. સુરત.

૨ એન. એમ. ત્રિપાઠી બુકસેલર્સ, કાલબાદેવી રોડ–મુંબાઇ.

ખેતીવાડીના ધંધામાં પૈસા કમાવવાની કુંચી

( છપાય છે ) કીમત રૂ. ૧—૮—૦

## લવાજમ.

ગ્રાહકોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે આ માસીકનું ૯ મું વર્ષ સમાપ્ત થયું છે અને ૧૦ મા વર્ષમાં પ્રવેશ કર્યો છે. જેથી લવાજમ વસુલ થવા માટે રૂા. ૨-૧૦-૦ નું વી. પી કરી આ અંક મોકલવામાં આવ્યો છે. તો અમારાં સુજ્ઞ ગ્રાહકો વી. પી. પાછું નહીં કાઢતાં તેમજ ટપાલ ખરચ વિગેરેનું નુકશાન નહીં કરાવતાં જરૂર વી. પી. સ્વીકારી ઉત્તેજન આપવું ચાલુ રાખશે એવી આશા રાખીએ છીએ.

ભેટનું પુસ્તક કાગળો તથા મજુરી વીગેરેની મોંઘારતના લીધે આપી શકાય તેમ નથી જેથી સુજ્ઞ ગ્રાહકોને દરગુજર કરવા વિનંતી છે.

ધરમપુર-જી. સુરત. મેનેજર "ખેતીવાડી વિજ્ઞાન."

---

આ માસિકના સુજ્ઞ વાંચકોને વિનંતી કરવામાં આવે છે કે અમારી ઓફીસ શાહીબાગ અમદાવાદથી અત્રે આવેલી હોવાથી માસિક સંબંધી સર્વ પત્ર વ્યવહાર કરવો. છાપવા માટે લેખો મોકલાવવા લવાજમ વિગેરે મોકલવાનું હોય તેઓએ નીચેનાં શીરનામે મોકલવાં

આ માસિકના બદલામાં અમોને જેઓ પોતાનાં માસિકો પેપરો વીગેરે મોકલે છે તેઓએ પણ આ નીચે જણાવેલાં શીરનામે હવેથી મોકલાવતા રહેવા મહેરબાની કરવી.

ધરમપુર. જી. સુરત. મેનેજર.

# ગુજરાતનો તાલુકદાર

## પ્રકરણ ૨ જું

### તલાટીનો તોર (ચાલુ)

(અનુસંધાન જુનનાં પૃષ્ઠ ૩૪૧ થી)

"હરામખોર સુવ્વર ! શું તારા મનમાં સમજે છે ! તું કોની સામે આવું બોલવાની હિંમત ધરે છે ! પહેલાં બશેર મંગાવ્યું તેમાં શું ગુન્હો કર્યો, આ તારો બાપ આંહી છે તે ઘેર જમવા જશે, હરકેસર કરવી હોત તો તારા બાપને કહેવું હતું કે આટલું થયું કરજ કરી ગીરાસની પાયમાલી કરી તે ઉપર જતાં આવી કડકડતી તડકામાં અમારે આંટા ખાવા પડે છે તેમાંથી બચત ઠીક, જોઇ લેવાશે બદને કહો કે હવે નથી જોઇતું એટલામાં અચાનક ઘોલ તારી પાસે જમાબંધી તગાવી લેન નાહમા મેલ્યા છે તે આજે ભરી આપ નહીતો અત્યારેજ જપ્તી કરીશ, ગંજીફાના પાનાં ગાદી ઉપર પછાડી પાસે પડેલી બીડીમાંથી ધુમ્ર પાન કરવા લાગ્યા.

"સાહેબ ! ચોથું વરસનો તદ્દન દુકાળ છે તેમાં મારી જમીનમાં તો કાંઈ પણ નીપજ આવી નથી ખાવાને અનાજ પણ નથી કે નથી ઘરમાં રાચ રચીલું જે વેચીને લેણું પતાવું અમારે તો આપજ સરકાર છો મહેરબાની કરી આવતાં વરસ સુધી મુલતવી રાખો ને પ્રભુ સારૂં વરસ કરશે તો સરકારી લેણું હું નહી રાખું અમારી સ્થિતિ તપાસી આપે હુકમ કરવો જોઈએ"

"હવે એતો રાબોને દરબાર આજ છમાસ થયા તમારા ઘરનું સીધું હરામ છે. મજેની ગાય દોવા દે છે પણ ક્યારેય એમ થયું કે બશેર ઘી કે દશશેર દુધ મહેતાજીને દઈ આવી એ અમે તો જાણે આ ગામમાંજ રહેતા ન હોઈએ તમારી તો જાણજ એવી સીધા રહીને દુધ ન પીવો ઉંધા રહીને પેશાબ પીવો આંટી કેમ પાધરા સોટી જેવા થઈ ગયા ? ને પાછાં શીખ્યાં તોફાનાં ! તમને તો તોફાનજ ભલા ગયે વર્ષે કાંઈ ગયાં છે આખ માં કપાસ ઘણો થાય છે પણ અમને એમણ રૂની આશા તમારી પાસેથી નહીં. અનાજ પણ અમારે વેચાતું લાવવું પડે અને કાંઇ તમારા ગામની નોકરી છે ? આવા કરવાં તો કોઇ કુંભારનું નામ સારૂં કરાવશો કરશો જરા. ધી નથી કહેતા તમારી જીભ કેમ ઉપડી ? મહેતાજીએ પોતાનો પોટલો છોડી મૂક્યો.

મનમાં તો અમે કાંઈ ગણત્રીમાં જ નહીં પણ જોઇ રાખજ્યો કે તમારો પવન પણ ઉતારી નાંખીશ, દુઃશાસનાવતાર પોલીસ પટેલે પોતાનું હડહડતું જુઠાણું ને કંઇક દેશ-ભાવનો પાઠ સમયે ચિતધારી ખૂબ ભજવ્યો " કેમ ? ભગવત સંઘજી ( અપભ્રંશતો છડાકથી વાપરતાં ) પૈસા લાવ મારે અત્યારે તે તમામ કંપતા સાથે એક સાથે જોઈએ આપે છે કે જપ્તી કરૂં ? " તલાટી સાહેબે સ્પેશીઅલ હજુર હુકમ કહી સંભળાવ્યો.

"પણ સાહેબ ! ત્યારે મને હમણાં માસ બે માસની મહેતલ આપો તો મારા સંબંધીમાં જાઉં ને ત્યાંથી મને ઉછી ઉધાર મળે તો લઈ આવું."

"નહીં. બીલકુલ નહીં. ઉઠો પોલીસ પટેલ. કોગળ ખડીઓ લ્યો. પગી ? જન-પંચને બોલાવ. ચાલ ઉઠ."

* * * * *

"નાથ ! પધારો. આજે તો ગુલાબ ભૂખ્યો થયો છે પણ આપની રાહ જુએ છે. મે ઘણું કહ્યું પણ માન્યું નહીં ને શ્રવણનું દ્રષ્ટાન્ત સંભળાવી આપની સાથે જમવાનું કહે છે. ગુલાબ ! ગુલાબસિંહ ! જો આમ આવ."

"જી. આવ્યો બાપા. મારી વ્હાલુડી વાછડીને રમાડતો હતો, બો ! લાવ જમવાનું તૈયાર કર."

"ભાઈ તું જમી લે, મને આજે ઠીક નથી મારે નથી જમવું ઉતાવળથી જમી લે પછી કામ છે હઠ ન કરીશ તૈયાર હોય તે ઝટ ખાઈ લે" આમ કહેતાં કહેતાં ગળગળો થઈ ગયો આવેલ અશ્રુ મુશીબતે ખાળ્યાં.

પ્રિય ? આમ કેમ ? આજે કેમ દિલગીર. મારા સોગાન. મારાથી શું અપરાધ થયો ? આમ કરો તે મને ઠીક ન લાગે. તમે બહુ વિચાર ન કરો. પ્રભુ કાલે સામું જોશે. ને દુઃખના દિવસો હંમેશાં સરખા નથી રહેતા રાજપૂતો દુઃખ પામવાજ જનમ્યા છે દુઃખથી રાજપૂત કંટાળેજ નહીં. જગતનાં સર્વ દુઃખોને પોતાના હૃદયમાંજ સંતાડી રાખે છે. દુઃખ ક્ષુલ્લક કાલ્પનીક છે આપણે તેની મ્હામે થવું ન જોઇએ. આમ દિલગીર ના થાઓ. મારા સૌભાગ્યનું ત્હારૂ હૃદય આમ બાળકની પેઠે રડવા તૈયાર થાય તે મને તો આશ્ચર્ય ! ! ! દેવી ? ત્હારો ઉપદેશ અમુલ્ય છે. પણ તે અત્યારે મને કાંઈ ધૈર્ય નહીં આપી શકે "

"કેમ વ્હાલા. હું અધિકારી છું મને કહો. મનમાં ન મુઝાઓ. કહેવાથી હૃદયનો ભાર હલકો થશે ને શાન્તિ મળશે."

"ભાર ઓછો થવાનો નથી ને શાન્તિ તો સ્મશાનમાં પ્રિય હરીશ્ચન્દ્રને ઘર સત્યને માટે છોડવું પડ્યું પણ તે વિશ્વામિત્રને હાથે. મારે આજે છોડવું પડશે પીતાની મુખીઇને લીધે ક્રુર જાલીમ રાક્ષસોના હાથે."

"શું કહો છો ? આ ઘર છોડી મને છોડી આપ જતા રહેશો ? હાય. હાય કરતી મુર્છીવત થઈ કાષ્ટવત પૃથ્વી ઉપર પડી મોટો ધબાકો થયો માથામાં પછાડ લાગવાથી લોહી વહેવા લાગ્યું. બેશુદ્ધ થઈ રહી.

મુંગો બહેરો આપની વધ ભગવત બીચારો ખરે રડી પડ્યો. ગુલાબ પણ પછાટો ખાવા લાગ્યો બા ! બા બોલને ? તને શું થયું ? મારી મા.

બાપા ! શું મારી મા હવે નહીં બોલે ? નહીં બોલે એ શબ્દે ભગવતસીંહને ધ્રુજાવી

(૩) " પોશાક ( પહેરવા ઓઢવાનાં વસ્ત્રો ) સ્વદેશીજ રાખવો " આપણા ગામડાના ખેડુતો કયાંક કયાંક કપાસ ચરખાથી લોઢી કાંતી તેના પાણાકોરાં (ખાદી)વણાવી લુગડાં પહેરે છે. તેમ દરેક દરેક ખેડુતે તો કરવુંજ જોઇએ. ફુરસદે કે ચોમાસામાં બૈરાંઓ તેવું કાંતવા લોઢવાનું થોડું ઘણું કર્યા કરે તો તેથી કાંઈ ઓછો લાભ નથી ! આજકાલ કાપડના ઉંચા ભાવો વધતા જાય છે તે સહન કરીએ છીએ તોપણ આપણી પ્રાચીન રૂઢી છોડી દઈ મીલોમાંથી તવાઈને ટકાઉહીન વગોવ્યા તાંતણાવાળાં લુગડાં ઓઢીએ છે, તે આપણા અનુભવમાં છતાં હાથથી વણાએલાં અને એકંદરે ટકાઉ સારાં અને સસ્તાં જેમાં સમસ્ત ભારતનું હિત સમાએલું છે તે છોડી દઈએ છીએ. તે આપણી અજ્ઞાનતાનો સિંગાડો નહિ તો બીજું શું ? રે ? હાથથી કરેલા ( કાંતેલ ) બજારમાં વહેચાતી દરી કરતા ટકાઉને મોંઘા પડે છે તેજ વાપરવા જોઇએ આપણામાં કહેવત છે કે ઘરની કસર" વહાણની સફર " બરાબર છે. દેશી કાપડ પહેરવાનાં વ્રતો લેવાનો આ સમય ન ચૂકાવો જોઇએ.

(૪) " ફેશનવાળાં, કપડાંથી બીજા જેટલા " ફેશનબેડી " થી દુ:ખી થાય છે. તે કરતાં તમારાં ઓછા ખરચનાં પણ ટકાઉ લુગડાંથી તમો વધુ સુખી સ્વદેશી છો. " માટે તેવા ફંદામાં ફસાવુ નહિ.

(૫) ખાસ ધ્યાનમાં રાખવાનું તો એ છે. કે " જે ધોરી (બળદ) આપણો જીવનાધાર છે. તે બળદોની જેવી સંભાળ રાખવી જોઇએ તેવી ઘણાંકો લેતા નથી." પરંતુ ઉલટા કઠેકાણે લાકડાઓના ઘોદા મારવામાં આવે છે અણગમો ઉપજાવે તેવી ગાળો ભાંડવાનું "પાપ" વહોરી લેવામાં આવે છે પૂછડાં મરડીને પુછડાના ધારને ગાંઠાગાંઠવાળું બેડોળ બનાવી મુકાય છે. તે વાજબી નથી. આપણા પર તેનો જેટલો ઉપકાર છે. તેની સંભાળ લેવી જોઇએ કારણ તેના પ્રતાપે થતા ઉત્પન્નમાં તેનો ભાગ ( હિસ્સો ) છે. તેનું વિસ્મરણ ( ભૂલાવું ) ન થવું જોઇએ. વળી આપણને તારનાર જીવાડનાર તેજ છે. આપણામાં જુની કહેવત છે કે " કાંજેધા કાંગેધા "

નારણજી જેસા વાઘેલા

## સ્વસ્થાન પોરબંદરના બોખીરા ગામે બોખીરા ખેતીવાડી મંડળ.

રા. રા. મે. "ખેતીવાડી વિજ્ઞાન" ના તંત્રીજી મહાશયની સેવામાં વિનંતી કે:— નીચેનો હેવાલ આપની જાણ માટે લખી મોકલું છું.

સં. ૧૯૭૫ આશ્વિન સુદિ ૧૧ શનીને રોજ બોખીરાના ખેડુ મેર પટેલ રાણા આલાના આમંત્રણથી સેવક તેમજ શેઠ ( પટેલ ) રામજી ઠ. વનરાવન તથા તેમના મિત્ર શેઠ ગોકાભાઈ પ્રાગજી બખત આદિ તે ગામે ગયા હતા.

તે દિવસ મેર રાણા આલાના ચિરંજીવી બાઈ આમત શાણાનું નામ મેર જાતિના રિવાજ મુજબ મેરોના બારોટને ચોપડે નોંધાવાનું શુભ મુહૂર્ત હતું. તે શુભ પ્રસંગે મેર

રાણા આંશાએ શ્રી સત્યનારાયણની કથા તથા શ્રી હરી કથા કરાવી હતી. અને પોતાની જ્ઞાતિને માત્ર પુતાની જમણ વાર તથા તે ગામના તમામ બરડાઇ બ્રાહ્મણોને (આ બ્રાહ્મણોનો મોટો ભાગ ખેડનોજ ધંધો કરે છે) બ્રહ્મ ભોજ કરાવ્યો હતો.

આ શુભ પ્રસંગે ત્યાં મેરોની અસલ રીતિ મુજબ કાવા કસુંબા પણ નીકળ્યા હતા. અને લગભગ ગામના તમામ ખેડુતો ત્યાં ભેળા થયા હતા. તે ખેડુત ભાઇઓને સંબોધીને સેવકે તેમની આગળ "ખેતીવાડી વિજ્ઞાન" માંથી આપની ખેડુ ભાઇઓએ નિરંતર યાદ રાખવાની શીખામણો વાંચી સંભળાવી હતી. અને પછી દરખાસ્ત મુકી કેઃ—

"'ખેતીવાડી વિજ્ઞાન" માર્ચ ઓગષ્ટ ૧૯૨૦ પાનાં ૩૯ મે છપાયા મુજબ આપમાંના કેટલાક ખેડુ ભાઇઓ સેવકને ઘરે પોરબંદરમાં તા. ૯-૩-૨૦ ને રોજ એકઠા થઇ જે વિચાર બાંધ્યો છે—કે આ ગામે એક "ઓખીરા ખેતીવાડી ઉત્તેજક મંડળ" સ્થાપવું, અને ખેતીવાડીને ઉત્તેજન મળે તેવું એક ફંડ ઉભું કરવું અને તે ફંડનો બરાબર હિસાબ રાખવા એક ચોપડો રાખવો. તો તે વિચાર હજુ આપ ભાઇઓએ વ્યવહારમાં મુક્યો નથી, માટે આ સેવક અત્યારે આપ ભાઇઓને સુચના કરે છે કે—આજ મેર પટેલ રાણા આંશાના શ્રી. સામંતનું નામ બારોટને શુભ ચોપડે નોંધાયું છે, અને મેર ભાઇ રાણા આશાએ આપણને ભાવે આમંત્રણ કરી એકઠા કર્યા છે. તો આ શુભ પ્રસંગની ખુશાલીમાં આજ અત્યારેજ ઉપર કહેલ મંડળના ચાલકો નક્કી કરવાનું, અને એની ઉત્તેજક ફંડ ભરાવાનું શરૂ કરવું એ સર્વ રીતે યોગ્ય જણાય છે. અને એ ફંડમાં પ્રથમ રકમ ભરવાની શરૂઆત શ્રી. સામત રાણાને સોનાને હાથે કરાવવી જોઇએ. કેમકે ખેડુત ભાઇઓ વિષે વિનોદમાં કહેવાય છે કે "ખેડુતોના પગ ધીંગાના જીભ કુવાડાની, અને હાથ સોનાના" માટે સોનાને હાથે ફંડની શરૂઆત થવી જોઇએ. આ વાતને શેઠ રામજી ભાઇ જી. વનરાવન અને શેઠ જેઠાભાઇ બન્નેએ અનુમોદન આપતાં નીચે પ્રમાણે કામ થયું.

"ઓખીરા ખેતીવાડી ઉત્તેજક" ફંડમાં.—

રૂા ૫) મેર સામત રાણા આશાએ બારોટને ચોપડે નામ નોંધાઇના શુભ પ્રસંગ નિમિત્તે.

"૧) ઠાકર જમનાદાસજી-એજ પ્રસંગની ખુશાલી અને ખેતીને ઉત્તેજનાર્થે.

એ પછીએ ફંડમાં રકમ ભરાવા શરૂ થઇ

એ ફંડની નોંધ મંડળને ચોપડે કરવામાં આવી—અને મંડળની સ્થાપના થઇ.

આ ઓખીરા ગામે આજ રોજ "ઓખીરા ખેતીવાડી ઉત્તેજક મંડળ" નામનું એક મંડળ સ્થાપવામાં આવે છે. તેના પ્રમુખ, સભાસદો તથા મંત્રી નીચે પ્રમાણે નીમવામાં આવે છેઃ—

| | | |
|---|---|---|
| ૧ | વિપ્ર પ્રેમજીભાઇ કરસનજી દેસાઇ—પ્રમુખ | |
| ૨ | મેર પટેલ રીણા કાના | સભાસદ. |
| ૩ | " " બીજા રીણા | " |
| ૪ | " " જીવા મેરગ | " |
| ૫ | " " ભીમા રીણા | " |
| ૬ | " " રાણા આશા | મંત્રી |

આ મંડળનો હેતુ ઓખીરા ગામનાં ખેડુત ભાઇઓમાં ખેતીવાડીના જ્ઞાનની વૃદ્ધિ

કરવાનો છે. અને એ જ્ઞાનની વૃદ્ધિ કરવામાં ઉત્તેજન આપવા માટે આ મંડળ તરફથી એક ખેતી ઉત્તેજક ફંડ એકઠું કરવામા આવશે. અને તે ફંડનો હિસાબ રાખવા એક ચોપડો રાખવામાં આવશે.

આ મંડળ કામ પ્રસંગે ગમે ત્યારે મળે તોપણ દર મહીનાની અમાવાસીઆને દિવસે ગામના ચોરામા અવશ્ય મળશે. ચોરે ખેડુભાઇઓને એકઠા કરી ખેતીવાડી સંબધીના લાભની ચરચા કરશે.

" **ખેતીવાડી વિજ્ઞાન** " માસિક આજ બાર માસથી ઓખીરા ગામે થએલા શાળામાંથી મેર રાણા આલાના નામથી મંગાવવામાં આવે છે. તે હવે આ સાલથી ઉપર કહેલાં મંડળના **ખેતી ઉત્તેજક** ફંડ ખાતે મંગાવવામાં આવશે.

ખેતી ઉત્તેજક ફંડની વ્યવસ્થા કરવાનુ તેમાં ભરાયલી રકમમાંથી કાંઈ પણ ખરચ કરવાનું ઉપર કહેલાં મંડળના હાથમાં રેહેશે. અને તેનો હિસાબ એ મંત્રી ખરાબર-રાખશે અને જ્યારે મંડળ જોવા માગે ત્યારે રજુ કરશે. સદરહુ ફંડનો ચોપડો અને ફંડની રકમ મંત્રી રાણા આલાની પાસે રહેશે.

પ્રમુખની ગેરહાજરીમાં ચાર સભાસદમાંથી ગમે તે એકને કામ ચલાઉ પ્રમુખ ઠેરવી તાત્કાલીક કામ મંડળ કરી શકશે.

મંત્રીની હાજરીની તો દર પ્રસંગે મંડળને કામ કરવા જરૂરત રેહેશે.

આપણુ ખેડુ લોકો પોતાની મેળે પોતાની ખેતીવાડીમાં કંઇક આગળ વધી શકે, પોતાને પોતે કંઇક મદદ કરી શકે, નાહાની નાહાની બાબતોમાં મુઝાઈ નહી જતાં કઇ પોતાની મેળે તોડ કાઢી શકે, અને " ખેતીવાડી વિજ્ઞાન " જેવાં ખેડુતોના લાભનાં માસિક પોતાની મેળે મગાવી વાંચતા વચાવતા થાય એ હેતુથી ઔટલી ચળવળ માત્ર હાલતો કરી છે. હવે જોઇએ તેઓ કેવી રીતે આગળ વધે છે.

માટે હવેથી મેર પટેલ રાણા આલાના નામનું માસિક માગ સાગ્રત નહીં મોકલતા નીચેને શરનામે મોકલવા કૃપા કરશો

" ઓખીરા ખેતીવાડી ઉત્તેજક મંડળ " ના મંત્રી મેર પટેલ રાણા આલા. ઠેકાણું શ્રી કેદારેશ્વર મહાદેવનાં મંદીર પાછળ ઠાર કારાદામજીને પોચે. પોરબંદર.

પોરબંદર. તા. ૩૦-૧-૨૧. } લી. ઠાક્કર જયકૃષ્ણ ઇંદ્રજી.
પેન્શનર પોરબંદર સ્ટેટ.

---

## પ્રકીર્ણ હકીકત.

( અનુસંધાન ગતવારીના પૃ૯ ૨૦૧ થી )

બરમામાં આવેલ " ડુંગ્રં " નામના પહાડની ખીણમાં એકજ ખેતરમા ત્રણ જાતની હલધર થાય છે.

૧ ગેન. વીનવ અથવા નાની હળગી.
૨ સેન વીન ન્યાઈ અથવા મોટી હલધી
૩ મેન વીન પ્વાઇ અથવા સફેદ હલધી.

આ ત્રણે જાતનાં પાન ત્રણથી પાંચ ફુટ લાંબા હોય છે અને રંગે આછા લીલા રંગનાં હોય છે. પ્રથમની એક નંબર "નાની હલધી" ની કિમ્મત સૌથી વધુ ઉપજે છે, બીજા નંબરની તેનાથી ઉતરતી હોય છે. અને ત્રીજા નંબરની હલધીમાં પીલાશ પડતો રંગ ન હોવાથી "શ્વાન" લોકો તેને સફેદ હળધીના ઉપનામથી ઓળખે છે. આ જાતનો તે લોકો કાંઈ ઉપયોગ કરતા નથી. પણ ઉલટ નકામા છોડ તરીકે તેને ગણી ખેતરમાંથી કાઢી નાંખવામાં આવે છે. નવસારી અને સુરત તરફ આ હલધને આંબા—હલધરના નામથી ઓળખવામાં આવે છે અને તેનું ખાસ આગાયની પાક તરીકે વાપેતર કરવામાં આવે છે. અથાણા તરીકે એનો બહોળો ઉપયોગ થાય છે.

* * * *

## શેરડીના રસનો શરકો.

### શરકો—તેની બનાવટ.

નવસારીના મોબેદો (પારસીના ધર્મ ગુરૂઓ) આજુ બાજુના ગામોમાંથી શેરડીનો રસ ખરીદ કરે છે અને તેમાંથી સરકો બનાવે છે સાધારણ રીતે ડીસેમ્બરની અધવચમાં શેરડી પીલવાની મોસમ શરૂ થાય છે અને માર્ચ મહીનાની અધવચ સુધી પહોંચે છે. રસ મોટા પીપમાં ભરીને વેચવામાં આવે છે અને આવાં દરેક પીપમાં ૫૨ ગેલન સુધી રસ રહી શકે છે. બીલીમોરા અને વલસાડના મોબેદો સરકાને માટે જે રસ ખરીદે છે તે પોતાની હાજરીમાંજ કઢાવે છે અને તેમાં ખાસ કરીને નીચેની બાબતો પર ખાસ ધ્યાન આપવામાંઆવેછે.

૧. ખાંડ વાળા પદાર્થો વધુ ટકામાં હાજર હોય તેવો રસ હોવો જોઇએ.

૨. જે શેરડીને થોડા વખત પરજ પાણી આપવામાં આવ્યું હોય તેનો સરકાને માટે ઉપયોગ થતો નથી.

૩. શેરડીનાં ટોચકાં અને નીચેનો ભાગ કાઢી નાખવામાં આવે છે.

ઉપર મુજબ તૈયાર કરેલો રસ સરકાના કારખાનામાં મોટા પીપોમાં લઈ જવામાં આવે છે. અને મોટી મોટી બરણીઓ, પોણા માપ સુધી તેનાથી ભરવામાં આવે છે. બરણીઓનાં મોં કપડાથી ઢંકાવામાં આવે છે અને પછી સૂર્યના તડકામાં તેઓને રાખી મુકવામાં આવે છે જ્યારે ઉપરના ભાગમાં ફીણ દેખાય છે એટલે બરણી ઉઘાડી, તેમનો સર બીજી બરણીઓમાં કપડા વતી ગાળવામાં આવે છે. આવારાની રીતથી સરકો જલદીથી બને છે પ્રથમ ફીણ દેખાયા પછી દર આઠ થી દશ દીવસે રસ ગાળવાની જરૂર પડે છે પણ પાછળથી શરકો તૈયાર થાય ત્યાં સુધી દર પખવાડીએ રસ ગાળવામાં આવે છે. શરકો તૈયાર થતાં ગણથી આઠ નવ મહીનાની મુદત લાગે છે જ્યાં શેરડીની જાત પર તથા મોસમપર ઘણો આધાર રહે છે. જેમ ગરમી વધું તેમ શરકો જલદીથી તૈયાર થાય છે. જોઈએ તેટલી ફુદન ન મળે તો ખાંડમાંથી દારૂ અને દારૂમાંથી શરકો પુરેપુરો બનતો નથી જેમ રસમાં ખાંડનો ભાગ વધુ તેમ જલદીથી ખાંડનો ભાગ શરકાના રૂપમાં ફેરવાઈ જાય છે.

બાવન ગેલન રસમાંથી બત્રીશથી છત્રીશ ગેલન શરકો પેદા થાય છે કેટલીક વખતે ઉકાળેલા શેરડીના રસના મેલમાંથી શરકો બનાવવામાં આવે છે રસનો મેલ જલદીથી શરકાના રૂપમાં ફેરવાઈ જાય છે.

કેટલીક વખતે ઘર વ્યવહારને માટે ખજુરમાંથી શરકો બનાવવામાં આવે છે. ખજુર

ને પાણીમાં પલાળી જે રસ થાય છે તેને મોટા કુંડામાં રાખી મુકવામાં આવે છે જ્યારે આંડનું રૂપાંતર થવાની ક્રિયા શરૂ થાય છે ત્યારે પ્રથમની કુંડીનો રસ કપડાં વતી ગાળીને બીજા કુંડામાં લઇ જવામાં આવે છે આ મુજબ દર અઠવાડીએ ગાળવાની ક્રિયા કરવામાં આવે છે અને ત્રણ મહીનામાં શરકો તૈયાર થાય છે આ મુજબ તૈયાર થયેલો શરકો સ્વાદ અને બનાવટમાં બહુ ઉત્તમ હોય છે અને તેની કીમ્મત પણ ઘણી સારી ઉપજે છે.

બીલીમોરા તથા વલસાડમાં તૈયાર કરવામાં આવેલો શરકો નવસારીમાં બનેલા શરકા કરતાં ઉંચી પંક્તિનો ગણાય છે અને તેની કિમ્મત દર હંડ્રેવેટે આશરે નવ રૂપીયા ઉપજે છે નવસારીનો શરકો ત્રણ રૂપીએ હંડ્રેવેટના ભાવથી વેચાય છે. આ ભાવ, થી છુટક શરકો વેચવામાં આવતો નથી છુટક સરકાની કિમ્મત ઉપરના ભાવથી લગભગ બમણી હોયછે;

ઉપયોગ:—હિંદુસ્તાનમાં સરકાનો ઉપયોગ ઘણે ભાગે યુરોપીઅન પારસી અને મુસલમાનો તરફથી કરવામાં આવે છે. અને હિંદુઓ, દવા તરીકે વાપરે છે, વંધુ તાવમાં શરીરપર બહારના ભાગમાં શરકાના પોતા લગાવવામા આવે છે. તેમજ ઢોરને પણ કેટલીક વખતે અપાય છે.

તાડીનો સરકો:—ચોરાશી તાલુકાના ભાઠા ગામમાં અને ઓલપાડ તાલુકાના દમકા ગામે, તાડની તાડીમાંથી શરકો બનાવવામાં આવે છે. એક માણસને અમુકની પાંસે સામટાં ઉગતા ૩૦ થી ૪૦ તાડના ઝાડો રસ કાઢવા માટે દર માસે રૂ. ૧૦ ના પગારથી નોકરીમાં રાખવામાં આવે છે. શરકો બનાવવા માટે સરકાર તરફથી દર ઝાડે દોઢ રૂપીયો કર તરીકે લેવામાં આવે છે. જ્યારે તાડના ઝાડ પંદર વરસની ઉમ્મરનાં થાય છે, ત્યારે તાડી કાઢવા લાયક સ્થિતીમાં આવે છે. તાડની ઉમ્મર સાઠ વરસની હોય છે.

તાડના ઝાડોને બે મોસમમાં ફુલ આવે છે. (૧) અક્ટોબર (૨) ફેબ્રુઆરી ફુલ-માંથી રસ કાઢવામાં આવે છે. નર તેમજ માદા એ બન્ને પ્રકારના ઝાડમાંથી તાડીનો રસ કાઢવામાં આવે છે નર ઝાડનાં પુષ્પો આંગળી જેવા આકારનાં ઝુમખામાં આવેલાં હોય છે. તેમને એક નાની લાકડીથી છુંદી કાઢીને પછી બાંધી લેવામાં આવે છે. પણ માદા ઝાડમાં પ્રથમ પુષ્પોને મજબુતાઇથી બાંધી લેવામાં આવે છે. એટલે પુષ્પોનો વધારો અટકી જાય અને ઉગતા ભાગને છુંદી કાઢવામાં આવે છે. રસ વહેવાની જ્યારે શરૂઆત થાય છે ત્યારે દરરોજ નર ઝાડના તેમજ માદા-ઝાડનાં પુષ્પોના અગ્ર ભાગને સવાર-સાંજ કાપવાની જરૂર પડે છે માટીનાં ઘડામાં આ રસને એકઠો કરવામાં આવે છે દર રોજ સવારના ઘડાને ખાલી કરવામાં આવે છે. અને જ્યાંસુધી રસ નીકળ્યા કરે છે ત્યાંસુધી મહા બાંધવાનું કામ ચાલુ રાખવામાં આવે છે. દર વરસે દર ઝાડની સાધારણ ઉપજ ૬૦ ગેલન રસ હોય છે. માદા-ઝાડમાંથી બહુ થોડો રસ નીકળે છે.

ઝાડમાંથી રસ કાઢવાની ક્રિયા બાદ ચોમાસાના બે માસ સિવાય લગભગ આખું વરસ ચાલુ રહે છે અને તેથી તાડનો રસ કાઢનારા માણસોને આખું વરસ કામ મળે છે દરેક ઝાડ ચારથી પાંચ મહિના સુધી તાડી આપે છે. ફુલમાંથી જે રસ નીકળે છે તેના રસનો તાડનો રસ બહુ મોંઘો અને શ્રેષ્ઠ માનવામાં આવે છે

મસાલાની બનાવટ—તાડના રસથી લગભગ પોણા ભાગ સુધી માટીઓને ભરીને

---

# વિષયોની અનુક્રમણિકા.

માહે માર્ચ ૧૯૨૩ અંક ૮ મો.



---

દેતો કરીજ ઘૃત માખણ સર્વ જાત,
પોષાય જેથી મનુદેહ સુભાત ભાત;
ધન ધાન્યના પકવતો ઢગ મિષ્ટ કેવા!
શી આથી કહો મનુજની બીજી શ્રેષ્ટસેવા?

ના તાપની મન મહિં કંઇ એજ ચિંતા,
સાદા રહી શુભ વિચાર તણી પ્રતિમા!
આશા રહયા તુજ બધા ગરવાજ છંમ,
કીધો તને જગપતિ નકી શ્રેષ્ટ સંત!

આવું છતાં મન કદી નહિ ખેદ થાતો,
ખેતિ મહિં રત રહી મૃદુ ગાન ગાતો;
કષ્ટો સહે તદપિના દિલ વ્યાધિ એક,
હમેશ રહે અતિ સુખિ અલમસ્ત છેક!

દિનો તણું જીવન જારજ બાજરી છે.
એ સર્વની ઉપજ ઓ વીર! સૌ કરીતે;
આભાર દિન જનપર તુજ કેવડો છે!
આશ્ચર્ય! ગર્વ તદપિ ન દિલે ભર્યો છે!

મહિમા અમિત તુજ છે વિરલા અનંત,
વર્ષાવતો જનપરે સહુ સુખ કંદ!
હો ધન્ય અનેક શતશઃ તુજનેજ ધન્યો,
ઘાં વાણીયી વીર! તને અભિનંદનો હો!

ધર્મપૂર (આપુંદ.) } શેકલત વાસુદેવ રામચંદ્ર.

——:o:——

# ખેતીની ઉપજ અને ફળદ્રુપતા ઘટવાના કારણ.

## તે વધારવાના ઉપાય.

લેખકઃ—રા. દુલેરાય સી૦ અંજારીઆ. તંત્રી "ખેતીવાડી વિજ્ઞાન"
ધરમપુર જીલ્લો સુરત.

### ૪. વાવેતરનો અનુક્રમ (Rotation of crops.)

વાવેતરનો ક્રમ ભુલી જવા તે પણ જમીનમાંથી કસ ઘટવાનું કારણ છે. કપાસની ઉપજ ભાવ વધવાથી ઘણી આવવા લાગી. જેથી ખેડુતો એકની એક જમીનમાં કપાસનું વાવેતર કરવા લાગ્યા. કપાસ પોટાશ, ચુનો, નાઇટ્રોજન વીગેરે પોષક તત્વો જમીનમાંથી વધારે પ્રમાણમાં ચુસે છે. જેથી જમીન ખાલી થઈ જાય છે. અને તેટલા માટેજ વાવેતરના અનુક્રમની જરૂર છે. આપણા સમજુ અને ડાહ્યા ખેડુતો પહેલે વરસ બાજરી બીજે વરસ કપાસ, ત્રીજે વરસે જાર અને ચોથે વરસે તલ વીગેરે ઝુપ અનુક્રમે વાવે છે જેથી જમીનના તત્વો પ્રમાણસર ઓછાં થાય અને પાછળથી પોષાય તેવાં બને. પણ ખોટા પૈસાની તૃષ્ણાને લઇ આ નીયમ ભુલવા લાગ્યા જેથી ઉત્પન્ન કમી આવવા લાગ્યું. અને દુઃખી થયા. ઉત્પન્ન ઓછું અને ઉપયોગ વધારે હોવાથી મોંઘવારી થાય તેમાં નવાઈ શી !!

દર વરસે જુદું જુદું વાવેતર કરવાથી જમીનનો કસ એકદમ ઘટતો નથી, જીવાત તથા જાળીઓ મસી, અગારીઓ વગેરે રોગ લાગુ પડતા નથી અને જમીનની ઘડી મેડ થવા સાથે વાવેતર પણ બદલાતા રહેવાથી ઘણો ફાયદો થાય છે. માટે ખેડુત ભાઇઓએ ઝુપનો અનુક્રમ જોઇને ખેતી કરવા ખાસ ધ્યાનમાં રાખવું.

### ૫. નવાણની જરૂર.

ખેડુતો કપાસ, તમાકુ, કાંગ, મકઈ વીગેરે અનાજ વેચી પુરતા પૈસા મેળવે છે. તેનો ઉપયોગ નાતરાનું મેળું ભરવામાં કે ન્યાત ખર્ચ કરવામાં અને બીજી બીજી વ્યવહારીક મર્યાદામાં કરે છે તેને બદલે પોતાની જમીનમાં કુવો ન હોય તો ખોદાવવો, ખાતર, હથીયાર, બળદ વિગેરેમાં કરે તો પૈસાનો સદુપયોગ થાય. ખાસ કરીને નવાણ બાંધવામાંજ ખેડુતોએ પોતાનો પૈસો વાપરવો કે જેથી દુકાળ જેવા વરસમાં પેદાશ થઇ શકવાનું બને: આપણા ખેડુતો ઘણા વરસાદના આધાર ઉપરજ ખેતી કરે છે. જે સારો વરસાદ નથી આવતો અથવા મોડો પડે છે અગર પ્રથમ વરસે અને પાછળથી ન થાય ત્યારે સુકાવું પડે છે. જે વખતે ભીખારીનો વખત આવે છે. પણ જો આપણી પાસે સારૂં નવાણ હોય તો પાણી પાઇ ઝુપ ઉછેરી શકાય છે તેમજ જાનવરોને પણ નીભાવી શકાય છે ખેડુતનો મોટો લાભ

# ગામના ગરાસીઆઓને !

લેખકઃ—મગનલાલ ભગવાનજી જોશી.
આસિસ્ટન્ટ માસ્તર, હાઇસ્કૂલ, જો ડયા.

ક્ષત્રિયની શૌર્યભરી તવારિખ ઉપર આજે આલસ્ય અને અંધકારનો પટ પડ્યો છે, તે ઉકેલવા માટે પરશુરામનો પ્રબળ હાથ જોઇશે એમ આજે હિંદની જનતાને જણાય તો તે છેક ખોટું તો નહિ ગણાય. રાજપુત્રોની ગુલામીનું વ્યર્થ ગુમાન તેમની ઉચ્ચતમ મહત્તાને ગુંગળાવી દેવા લાગ્યું છે. જે દિવસે તેમણે રક્ષણશક્તિને દેશવટો દઇ ગુલામી ગ્રહણ કરી તેજ દિવસે તેમણે દરિદ્રતાને તેડું મોકલ્યું, અને આલસ્યને આવકાર આપી તેના સર્વ સાથીઓ વ્યસનોનું સન્માન કર્યું. ભૂપતિઓનાં ભેજામાં પણ સ્વતંત્ર સત્તાધિશોની ખોટી ખુમારી ભમે છે; ગરાસીઆઓનાં દિલમાં મુઠીભર ધાડપાડુઓને હઠાવવા જેટલીએ તાકાત કે હિંમત નથી, છતાં પણ તેઓ મિથ્યાભિમાન મૂકતા નથી. સ્વમાનની તો ઓળખીએ થતી નથી.

પવિત્ર સૂર્ય અને ચંદ્રવંશના પુત્રો કહેવડાવનાર; યદુકુલદીપક કૃષ્ણચંદ્ર, રઘુકુલાવતંસ રામચંદ્ર, રાજબીજરક્ષક રાણા પ્રતાપ, ભીમદેવ અને છત્રપતિ શિવાજીનાં સંતાનો હોવાનો દાવો કરનાર; કામધેનુ સમાન ધન્છિત ફ્લ ઉદ્યમવડે આપનાર ભૂમિના ભૂપાલ હોવાનું અભિમાન ધરાવનાર; રજપુત નામધારી કેટલાક નાના ગરાસીઆઓ પોતાની હાલની રંકતાને રાજકુળદેવી ગણી તેનું પૂજન કરતા થયા છે, વો તેમની કહેવાતી રાજમાતાઓ, ભગિનીઓ, અને પુત્રીઓ તથા પુત્રવધૂઓ પડી ગએલાં ઝુંપડાંની દિવાલો અને છાપરાં વડેજ પોતાની નગ્નતા ઢાંકવા પ્રયત્નો કરી રહી છે! તેમનાં તાબાના દેશ કે જમીનની બેદરકારીથી થયેલી દુર્દશા અને તેને લીધેજ આવી દરિદ્રતાનું દાસત્વ એજ તેમની ગુલામીની મનોદશાનું અનિવાર્ય પરિણામ છે.

ધર્મની વિમુખતા, પરસ્પર કલહ, વ્યસનની મૈત્રી, અને આલસ્ય રિપુની તાબેદારી તેમજ ભૂપાલ તરીકે ભૂ ( પૃથ્વી ) નું પાલન કરવા તરફ બેદરકારી ગ્રહણ કરી તેથીજ આજે ભૂ ( પાણી ) ભરવાની કાવડ ખાંધે લેવાનો વખત આવ્યો! પાણીની કાવડ ખાંધે ધરી ' દરબાર ઘોડી ખેલવવા ગયા હતા ' એવું મિથ્યાભિમાન શું કરવા ? ' મિંઢું પડયા પણ ટંગડી ખડી ' તમે તમારા ગામની જમીનની ખેતી તરફ લક્ષ આપી જાતમહેનત વડે તેની સુધારણા કરી તેની પેદાશ વધારવાના ઉપાયો યોજ્યા હોત, તો એવી અણુકાજતી સેવા બજાવવા માટે એવા હજારો દાસ તમારી સેવામાં હાજર હોત. પણ તમે તો બન્ને સ્થિતિમાંથી ચ્યુત થયા. છતાં હજી છેક મોડું થયું નથી. સમય છે, સુધરવાનો અવકાશ છે. તમારાં પોતાનાં ક્ષેત્રો તરફ નજર કરો. ગામની હલકામાં હલકી ખરાબાવાળી જમ્યા કરતાં પણ તમારૂં વિશાળ ખેતર અજૂર વધારે પેદાશ ઉતારતું હશે. કારણ, તમે તો " જા બિલ્લી, કુત્તેકું માર " જેવું પરાવલમ્બી સૂત્ર સ્વીકાર્યું, જાતે કામ લેવાની કાળજી છોડી. દુષ્ટ દરિદ્રતા તેથીજ તમારાં ઉચ્ચ આંગણાંમાં અભડાવે છે. રજપૂતને ખાંધે તો તીરનાં ભાથાં અને કામઠાંની દોરી શોભે—પણ યાદ રાખો કે નિર્દોષ પશુઓનો ઘાત કરવા નહિ, પણ મનુષ્ય હિંસક વનચરોનો વિનાશ કરવા માટે અને ખાસ કરીને જનરક્ષણ—

પ્રેમકલ્યાણ માટે, શત્રુનાં શિર અને અંતર વિદારવા માટેજ.

તમે તો પૃથ્વીશ, ભૂપાલ, ક્ષત્રિય, રાજપુત્ર–ગરાસીઆ છો ! ગમે તેવા–નાના કે મોટા જમીનના ટુકડાના ધણી છો ! તમે શામાટે પરસેવા કરો ? ગુલામગીરી કરો ? જ્યારે તમને કોઇ એકવચને સંબોધન કરે છે, ત્યારે તમે જેવા તપી જાઓ છો, તેવાજ શા માટે તમે, આલસ્ય, વ્યસન, વતનના ગુલામ બન્યા છો–અરે સુધારકોને શરણે નમી તેની ખુશામદ કરી રહ્યા છો તેની તમારી સ્થિતિથી,–કેમ ઉકળવાના નથી ?–કેમ ધગશ આવતી નથી ?

. સિંહો ! રાજપુત્રો ! આ તમારી સ્થિતિ સુધારવા, ગએલી ક્ષત્રીવટ પુનઃપ્રાપ્ત કરવા, ધર્મની પુનઃસ્થાપના કરવા, કમરકસીને શું તમે ગર્જના કરી સમરાંગણમાં નહિ ધસો ? સિંહનાં નામને નાહક ના લજવો ! સિંહ કદી શિયાળને વશ થયો સાંભળ્યો ? સિંહ કદી તૃણનો ગ્રાસ કર્યો સાંભળ્યો ? ગમે તેવો સિંહરાજ, જો તે સંતુષ્ટ થયેલો હશે તો, ઉદાર ચિત્તથી, પાસેથી પસાર થતા પશુઓને પજવશે નહિ. નરકેશ–ધારી પૃથ્વીરાજસિંહ કરતાં પણ પશુકેશધારી વનરાજસિંહ વધે (!) એ નામોશી ભર્યો અને વિરોધાત્મક સત્યને તમે જગતના ઇતિહાસપટ ઉપર તમારે માટે લખાવા દેશો ?

પૃથ્વીના પટમાં અમૂલ્ય રસો ઉભરી રહ્યા છે ! તેને કેળવીને કામ લેતા શીખો ! માત્ર તેમાંથી થોડી ઘણી ઉપજ આવી કે તરત તેના વ્યસનદેવીને વધામણાં દેવા તરફ, અને ન તો વિલાસવૈભવોમાં તેનો વ્યય કરવા તરફ વૃત્તિ ના રાખશો. પોતાના દેશની જમીન–ખેતરો કે વાડીની આબાદીમાં વૃદ્ધિ કરવા તરફજ તીવ્ર ઇચ્છા રાખશો તોજ તમારી ગએલી સ્થિતિ પાછી સર કરી શકશો. મોટાં રાજ્યો પણ વખતનાં વહેન સાથે નાનાં રાજ્યો બને છે, નાનાં રાજ્યના ભાયાતો ટુકડા–ગરાસીઆ બને છે, અને અંતે પાટીના પટાદાર અને ઢગબેહુલ બને છે !

શરમ નહિ ! અમારા શરીર રજપૂતો ! ખેતી એ ઉત્તમ ધંધો છે, જગતનો પાલક અને પોષક ધંધો છે, જીવનની માનપ્રદ અને પ્રમાણિક વૃત્તિ છે. પરકાની ગુલામી અને તાબેદારી કરવામાં–પારકાની કૃપા ઉપર જીવન ચલાવવામાં અને અનીતિ આચરવામાંજ શરમ છે. અસલ આર્યાવર્તમાં પ્રત્યેક કુટુંબને ત્યાં ખેતી હતી. બ્રાહ્મણો પણ નિત્યકર્મથી પરવારી પોતાના પવિત્ર આશ્રમોના આસપાસ બનાવેલી વાડિકાઓ અને ઉપવનોમાં કૃષિકર્મ કરી નિર્વાહ ચલાવતા. ત્યારે તમે તો રજપૂતો ! પૃથ્વીના પાલક, તેને પૃથ્વીને શરણે નમતાં; તેની સારી સેવા કરતાં શરમ શાની ? પ્રમાણિક વૃત્તિ ધારણ કરી સ્વાર્થ સાથે પૃથ્વીના પાલનહાર કૃષિકારનું કાર્ય કરતાં અપમાન શું ? જે નિદ્રા–ઘોર નિદ્રામાં તમે પોઢતા પડ્યા છો, જે અંધારાના આશરામાંજ તમે આળસુ થઇ ઝોલાં મારો છો, તેમાંથી અમુક વખત થકાકની ઝાંખી કરવી હોય, તમારી પોતાની ઉન્નતિ કરવાની તમને ખરેખર ઇચ્છાજ હોય તો જાગો ! જાગી ઉઠો ! આળસને અળગું કરી, ધર્મ વડે અંતઃશુદ્ધિ કરો. અને વિચારપૂર્વક જગતી ધ્યાન ધરેલા ગ્રુપને શુદ્ધ કરો. અને સુખે સાથે વ્યસન વૈરીની મિત્રતાને તોડી નાખો ! 'અફીણ અને દારૂના રક્તાક્ષ પીણાંને લાત મારો ! નીતિનું અવલંબન કરી ખેતી વડે પૃથ્વીનું પાલન કરી પરમાર્થ બનો ! અને સ્વાવલંબી બની ખેતીનો પરિપાક વધારો, તમારાં ઉતરી ગયાં કુળ જાતિ અભિમાનને, ગયી ગયાં ગૌરવને પાછું મેળવો ! મેરા ! વીરબન્ધુઓ ! ઉદ્યમ કરો અને ખેતીમાંથી દ્રવ્યસંચય કરી તમારું ભાગ્ય ફરી પ્રકાશો ! ! ! તથાસ્તુ !

# ખેડુતોએ ખેતી અને બાગમાં કામ કરવાનું સુચીપત્ર.

## ચૈત્ર—એપ્રીલ માસ.

**બાગ**—આ માસમાં ઝાડમાં ફળ લાગેલાં હોય છે તેને પક્ષીઓ વિગેરે આથી નુકશાન ન કરે તેટલા માટે ખાસ માણસ રાખી ફળનું રક્ષણ કરવું. ઓબાનાં ફળ નાનાં હોય ત્યાં સુધી ઝાડને પાણી પાવાનું રાખવું કાયોળામાં જે ફળઝાડની કલમો બાંધેલી હોય ને તૈયાર થયેલ હોય તો કાપી લઇ છાંયામાં રાખવી. નારંગી, સંત્રા દ્રાક્ષનાં ઝાડને તપાસવાં અને ફુલ આવવાની શરૂઆત થઇ હોય તો ખાતર આપવું બેરિકીની કલમો વાવવી નથી ફળઝાડ રોપવા માટે ખાડા તૈયાર રાખવા, બાગાને નવી ફુટ આવવાની શરૂઆત થાય છે. ફળ ઝાડે નાખેલાં હોય તેને પાણી પાવુ. આ માસમાં પરસુંદ, નારંગી, કેળાં વિગેરે બજારમાં વેચાય છે.

**ફુલ**—બગીચાને ફુલો નાગવા માટે ખાતર પાણી વિગેરેની બંદોબસ્ત કરવી ગુલાબ અને ઉનાળાની મોસમના ફુલ ઝાડને પાણી આપવું જે ઝાડનો રોપ કુંડામાં ફેરવી રોપે હોય તેને પાણી પાવું અને કુંડાની માટી ઝીણી રાખવી. પોર્ટુલેકામાં ફુલ થાં લાગેલાં હોય છે તેને સાંજરે પાણી પાવા કરવું વ બેનાં પીટુનીઆ, સુરજમુખી, હોલીહોક વિગેરેના બીજ નાંખવા.

**શાકભાજી**—જે શાકભાજી વાવેલી હોય તેને પાણી આપવું ખાંસી કપાસ ગોકર્ણ એસ્પેરેગસ આ મહિનામાં પાકી ગયેલ હોય કાપી લેવી તેને કાપવામાં ખાસ સંભાળ રાખવી કારણ કે થડમાંથી કાપવાથી રોપા નબળા પડી જાય છે. આદુ, હળદર, સુરણ, શકરીયાં, રતાળુ વિગેરે રોપવા માટે જમીન તૈયાર કરી અને ખાતર નાખવું, ઉનાળુ શાકભાજી ભીંડા, ગવાર, ચીભડાં, તરબુચને પાણી પાવું શીંગડી આવેલ હોય તો આ માસમાં પાણી પાવાની ખાસ કાળજી રાખવી કારણ તાપ ઘણો સખત પડે છે રીંગણા, મરચાંનું બીજ વાવવું. ડુંગળીનાં પાન પીળાં પડવા લાગે એટલે પાણી પાવાનું બંધ કરવું અને જમીનમાંથી ખોદી કાઢી આઠ દશ દીવસ છાંયામાં પહોળી કરી રાખવી પછી સુકાઇ ગયેલ પાન કાપી ન નાખતા ડુંગળીના દાંડા સહિત પાનડાંને ગુંથી વાંસડા ઉપર લટકાવી દેવી જેથી ડુંગળી સડવા પામતી નથી.

**ખેતી**—ખાડું જ્યાં પાણી ગમતું હોય તો વાડી ખળામાં લઇ જઇ તૈયાર કરવાં લીલા ચાગ માટે ઉનાળુ જુવાર વાવવી અને પાણી પાવું. લીલાં ખાતર માટે શણનું બીજ વાવી આવતા માસમાં પાડી નાખવું. કપાસ વીણાઇ ગયો હોય છે અથવા બાકી હોય તો વીણી લેવો અને તે જમીન ખેડી નાખવી આ માસમાં ખેતર ખેડી, ઢેફાની ખાસ કાળજી રાખવી અને ખુબ ખાતર નાખવું. ખાતર એકઠું કરવું, ખેતરમાંથી જ્યાંજ્યાં પાકના રહેલ ડચાં, સાંઠી વિગેરે ખોદી કાઢી સાફ કરવું અને પોતાની જમીનનાં બાજુ હદ, નીશાન બરાબર કરી લેવાં, જે જમીનમાં આગીઓ, ગાંઠીઆ વિગેરે રોગોથી પાકને નુકશાન થયું હોય તેવી જમીન વારંવાર ખુબ ઉંડી ખેડવી અને સૂર્યના તાપમાં ખુલી રાખવી જેથી આવા રોગનો નાશ થશે

તમને જોઇને આરક્ષું બોલાઇ જવાયું. તસ્દી માફ કરશો.

( બન્નેની વાર્તા વિનોદ ચાલતાં પોષ્ટમેનનું રજીષ્ટર પોષ્ટકાર્ડ લઇ આવવું. )

પોષ્ટમેનઃ-કુલાભાઇ! આ તમારૂં રજી-કાર્ડ કરો સહી.

( કુલાભાઇએ સહી કરી પો૦ કા. લઇ વાંચી દીધું )

કુલાભાઇઃ-બા નસીબ, અફસોસ! ભાઇ ઇશ્વરલાલભાઇ જુઓ; આ તમારા પિતાજીએ નાણાં સંબંધી કાઢેલી નોટીસ! અઠવાડીયામાં નીકાલ કરવાની છેલ્લી મુદતે એક પાઇ પણ નથી ને હવે શું થશે?! બચાવજે ઇશ્વર!

" એ ન્યાયીઓ નાથ! પાલક અમ કૃષિકારના;
ખડતાં ભરી બે બાથ, શરણ ગ્રહી જગદીશના. "

ઇશ્વરલાલઃ-અહુ! મારા વૃદ્ધ ક્રૂર પિતાએ કાઢેલી નોટીસ તમારૂં જીવન દુઃખમય બનાવે છે! ( ચોપડા ઉપાડતાં ) અરરર! આ કુલાભાઇનું ખાતુ સત્તર રૂપીઆની ઉપાડ પેરે આપેલા દાણા દુણી અમડંબ અમડંબ હજમ! અને બાળી-દોદમો! અજબ ચમત્કાર! આ કેમ સ્હેવાય! કુલાભાઇ! બે ફીકર રહો; ઘરમાં આવો.
( કુલાભાઇ અને ઇશ્વરલાલની ખાનગી મસલત )
ત્યો કુલાભાઇ પધારજે જઇશું હવે તો

કુલાભાઇઃ—પધારજો કૃપાળુ આપના ઉપકારનો બદલો વાળી શકાય એમ નથી.
( ઇશ્વરલાલ ચોપડા લઇ પોતાના ઘર તરફ જવા રવાના થયો. )

કુલાભાઇઃ-શાબાસ! શાબાસ! ઇશ્વરલાલ! ક્રૂર પિતાના પેટે જન્મેલા સુપુત્ર! મારી આબરૂના મોભાદાર ટેકા! શું ત્હારી ભલાઇ! ત્હારા પિતાનાં કડવા વ્યવહારથી મને મુક્ત કરવાની આ ત્હારી અજબ આત્મશક્તિ. પૈસાભરેલી રકમ આપી દેનાર વીરલ ઇશ્વરલાલ તારા વૃદ્ધ પિતાથી ફસાયલા ગરીબોની ગરદન બચાવા માટે ખાનગી દસ હજાર ઉપાડી મારા જેવા ગરીબના ફાંસાં તોડનાર તને હજારો મારા ધન્યવાદ હો.
બીજે દીવસે કુલાભાઇ શેઠનો હિસાબ ચુકાવા ક્ષેત્રપુરીથી રવાના થયો. )
( દાખલ થતાં )

મગનલાલઃ-કુલાભાઇ હવે ઘડીમાં લગ્ન! કંઇ રૂપીઆ લાવ્યો છું?

કુલાભાઇઃ-( ઇશ્વરલાલની સુચના મુજબ ) બીજેથી સવડ કરી છે.

ગનલાલઃ- સવડ કરી હોય તો લાવ.

( કુલાભાઇ દોકડો આપતાં )

લાલઃ-( અજબ થતાં ) ખરેખર તું તો પુરેપુરી રકમ લાવ્યો. ખાતુ ચુકતે કરવું છે?
ઇજ્જત અમે રાખીએ છતાંએ બીજે શેઠ વહોરવો પડ્યો? કેવો ભલો માણસ.

ભાઇ સાહેબ! શેઠ! આ તમારા રૂપીઆ ગણી લ્યો. ને હવે તો
ને માટે " શેઠ મને માફ કરો. " તો બહુ સારૂં.

મગનલાલઃ—ઓઠા તે દિવસ કાંઈ મેં ચુકતે માગ્યા હતા. તે તું ચુકતે આલજેઃ પંદર પાછા લઈ જા; બાંધ બાકી ચુકવે કરાવાય કે ?

ફુલાભાઈ—આવ્યા રાક્ષસી ભગના વખતથી છૂટો પાડી દયો. રોકડી નકામી કેમ કરશો. નહિ. અને પહોંચ લખી આપી "શેઠ મને માફ કરો."

(મગનલાલે હસતાં ન છૂટકે પહોંચ લખી આપી.)

પરભાર્યો પહોંચ લઈ ફુલાભાઈ—ઉમેદલાલના ગુણ ગાતો ગાતો હર્ષભેર પોતાના ઘર તરફ રવાના થયો. પ્રિય રૂચિકાર, અને શ્રીમાન બંધુઓ ઉપરના કહ્યા અનુભવ થયા હશે, થયાં નહિ હોય તો જોયા હશે. અને જોયા નહિં હોય તો સાંભળ્યા પણ હશે. પ્રિય વાંચક ! આ લેખ સંબંધીનો કાંઈકપણ ખરો ખોટો મત રા. અંજલીયા ઉપર મોકલાવા વિનતી વિરમું છું.

"મસ્તાન."

---

# હુતાશણીનો હોમ.

ખેડીવાડી વિજ્ઞાન માટે.

હરીગીત છંદ

કંકાસ ને કજીઆ કરીની ભક્ષ કરમાં જાણીને,
આળસ—અનીતી દ્વેષ પ્રત્યે ઝેર નયને પાળીને;
વદવું પરસ્પર (જે) વાતની કરી ઘાતને ઝટ કરધરી,
આજે સહુ હુતાશણીમાં હોમજો હરખે કરી. ૧

'કરજો કરી ખરચા કર્મોની રીતુનેય વીસરો,
વ્યસનો કંઇ મધુપાનને બીડીઓ તણાં સાથે ધરો
પીરેલની પીછાણ સાડી વસ્ત્ર આદી પરહરી,
આજે સહુ હુતાશણીમાં હોમજો હરખે કરી. ૨

વાધે પરસ્પર સ્નેહ ચાકર શેઠ કે સરકારને,
કરવા મદદ તૈયાર સહુ ઉમંગથી રૂચિકારને;
નિંદા કરે જે વાતમાં તે વ્યક્તિને ઝટ કરધરી,
આજે સહુ હુતાશણીમાં હોમજો હરખે કરી. ૩

શરીરે નિરોગી છે છતાં માગીને ખાજો માણુતા,
શેમાં હિતા હિત દેશનું ? જરીક નહિ જે જાણવા
(તેવાનરો) ²ઓળા–ખપ્પરને ત્રાંબડી તે સર્વનો ભ્રષ્ટ કરધરી,
આજે સહુ હુતાશણીમાં હોમજો હરખે કરી ૪

³કબાટીના ભો કોપરા પારેક ખોટી નીતની,
વળી દંભના લો દાળીયા ધાણી અધર્મ–ઢોંગની;
"વિકયસુતા" શ્રીફળ ગ્રહીને હર્ષમાં આટા ફરી,
આજે સહુ હુતાશણીમા હોમજો હરખે કરી. ૫

હુમ હુમ વાગે ડાકલાં ધુણે ઘણા ઢોંગા કરી,
બોલે નઠામા ⁴શબ્દો લગ્નો ગાળી લજ્યા દુર કરી;
શરમાવનારા દેશને તે સર્વ ધારા પરહરી,
આજે સહુ હુતાશણીમાં હોમજો હરખે કરી. ૬

રમજો પરસ્પર રંગ વળતા દુ:ખ હોળી ઠારીને,
ખીલજો અનીતીથી સદા ઉરમાં પ્રભુ સંભારીને,
કરવા સહાયક દેશની કૃષિકારની રક્ષાએ જજો,
યાચો પ્રભુની પાસ એવો સુભ અવસર આપજો. ૭

ગુણુવંત "ગાધી" અંતરે છે દેશ દાઝો પુરમાં,
ખાદી મહી સજ થઇ ફરો ખપશો સદા તો "સુર"માં;
સમજાવતા સમજે બધા આ વાતને અંતર ધરી,
તો તો અરિસિંહ હર્ષ ધરો થાય ખોખારો કરી. ૮

જાંગામું. } લી.
તા. ૨૮–૧૨ ૧૯૨૨. } અરિસિંહ નાથાભાઈ વાળા.

---

૨ ઓળા–ખપ્પર (ઉંરીનાળીયેરનો અરધો ભાગ) ત્રાંબડી વગેરે ભીક્ષા માગવાનાં સાધન. ૩ કોપરાં–ધાણી–દાળીયા–નાળીયેર વગેરે હોળીને આંટા ફરી તે પછી હોળીમાં હોમે છે ૪ ફટાણા




એક કોળીને હળનો કહવાળો હાથ આવ્યો તેથી રાજી થઇ ઘેરે આવ્યો અને બાયડીને કહે કે "હાંભળું ! બાયડી કહે 'શું કોઠ, જો મને હળનો કહવાળો હાથ આવ્યો છે માટે આપણે હવે ખેડ કરીએ બે ઢાંઢાં લઇએ હું સાતી જાઉં અને તું ભાત આપ. પછી આપણે તલ વાવશું આવું સાંભળી બાયડી બોલી કે આપણે ખેડ કરીએ તો હું શાત આનીના કાંબી સાકળો પહેરીને તલમાં આંટા મારીસ. આવું બાયડીનું કહેવું સાંભળી કોળી ચીઢાઇ ગયો. હાથમાં લાકડી લઇને બાયડીને મારવા લાગ્યો કે, રાંડ ! તું તલમા આંટા મારતો તલના બધા ફુલ ખરી જાય. આમ ધમાચકડી કરે છે ત્યાં તલાટી ત્યાંથી નીકળ્યો તેણે બધી હકીકત જાણી તેથી કોળીને બોલાવી કહે કે તારે ખેડનો ચારો છે માટે ગાડું જોડ કોળી કહે મારે કયાં ખેડ છે તે ગાડું જોડું ? ત્યારે તલાટી કહે કે તારે ખેડ નથી, તલ વાવ્યા નથી ત્યાં તારી બાયડી આંટા કયાંથી મારે ને ફુલ ખરી જાય કે તું મારે છે ? આવું સાંભળી કોળી ચુપ રહ્યો અને ભુલનો પસતાવો કરવા લાગ્યો.

\+ \+ \+ \+ \+

એક વખત એક કોળીને ખીલો હાથ આવ્યો તેથી ઘરે આવીને એની બાયડીને કહે કે આપણે ભેંસ લેવી છે. જો મને ખીલો હાથ આવ્યો ત્યારે બાયડી કહે કે, હું કુંભારને ત્યાં જાઉં અને છાશ કરવાની ગોળી મારે કઇ આવું. આમ કહી માથે ઓઢણું ઝટમ લેમ ઓઢીને ઉતાવળી ચાલી. તેનું પીયર ગામમા હતું એટલે તેની મા સામી મળી આમ ઉતાવળી કયાં જાઉ. એમ પુછતા કોળણ બોલી કે, અમે ભેંસ લઇએ છીએ તેથી કુંભારને ઘરે જાઉં છું ગોળીની સુધી દઇ આવું એટલે ગોળી તૈયાર કરે. ત્યારે તેની મા કહે કે, તું ભેંસ લેછ એટલે મને છાશ બાશ આપીસને ? ત્યારે કોળણ કહે કે છાશ તો શું ? પણ દુધ આપીશ. આમ કહી ચાલી ગઇ. કોળી આ વાતચીત સાંભળી ગયો ત્યારે પોતાની બાયડી ઘરે આવી ત્યારે કહે કે, તારી મા તને મળી હતી તે શું કેનીતી મલણ કહે મને છાશ આપવાનું કહ્યું ત્યારે મેં કહ્યું કે છાશ શુ દુધ આપીશ. આવું સાંભળી કોળી કોપે ભરાયો અને લાકડી વતી બાયડીને મારવા લાગ્યો કે દુધ આપી દેતો ઘી થાય નહ માટે દુધ આપી દેવું મને પાલવે નઇ આ સાંભળી તેનો પાડોશી આવ્યો અને કહેવા લાગ્યો કે, તારી ભેંસે મારૂં મોલનું પાડી દીધુ માટે બાંધને ! ત્યારે કોળી કહે મારે ભેસ કયાં છે કે, મોલનું પાડી દીધું હોય અને તમે ઠપકો દેવા આવ્યા. ત્યારે પાડોશી કહે કે ભેંસ નથી ત્યારે તારી બાયડી દુધ કયાથી આપી દેતી હશે કે તું માર છે ? આ સાંભળી કોળી ભોંઠવાણો પડી ગયો.

\+ \+ \+ \+ \+

એક મોનો કરીને ગવાડી બ્રાહ્મણ હતો, તે કોઇને પૂજા વિના ચીજ લેતો નઇ અને નિતિવાળો ગણાતો એક વખત બીજે ગામથી આવતો હતો રસ્તામાં રીંગણાંની વાડી આવી વાડી દેદી હતી એટલે હવે કેમ કરવું ? પૂજા વિના કાંઇ લેવાય નહિ તેથી વિચાર કરીને વાડીને નીચે પ્રમાણે કહેવા લાગ્યો. અને પોતેને પોતે જવાબ દેવા લાગ્યો.

॥ ॐ ॥

# મી. અંજારીઆની શિખામણોનું રહસ્ય.

## (નંબર ૧૫)

"વેપારી સારા કુળના અને પ્રમાણિક હોય તેને પસંદ કરીને તેની સાથે નાણું લેવા દેવાનો વહેવાર રાખવો અને હિસાબ તપાસવો."

જેની સાથે લેણદેણ કરવાની હોય તે પ્રમાણિક હોવો જોઇએ જો પ્રમાણિક નહોય તો નુકશાનજ છે. અને પ્રમાણિકપણું કુળવાનમાંજ સંભવે છે કેમકે *यद्वायद्वा म्नुव्यपति वाक्यं श्रार्ण तद्गतद्वा कुळ जाति प्रमाण* જેમ જેમ મુખમાંથી વાક્યો નિકળતા જાય તેમ તેમ કુળ અને જાતિની ખબર પડે માટે પ્રથમજ તેનું કુળ અને જાતિ જાણીને પછી નાણાં વ્યવહાર કરવો. કુળિન માણસને લોભ ઓછો હોય છે તેણે પ્રમાણિકપણાનો સર્વથા ત્યાગજ કરેલો હોય છે લોભી માણસ સાથે કદિ નાણાની આપ લે કરવી નહિ કારણકે

मातरं पितरं पुत्रं भ्रातरं वा सुहृत्तमम ।
लोभा विष्ठो न रोहन्ति स्वामिनं वा सहोदरम ॥

લોભના આવેશમા માણસ માતાને, પિતાને, પુત્રને, ભાઇને, પરમમિત્રને, ધણીને, અને સહોદરને પણ હણે છે માટે લોભી માણસ શું ન કરે ? જ્યારે માતાપિતા વગેરેને પણ હણે તો ખેડુત કે જે ભાગ્યેજ ભણેલ હોય છે. તેની સાથે લેણદેણ કરીને તેનું સર્વસ્વ હરણ કરે તેમા નવાઇ શી ? જ્યારે આવો લોભી અને અપ્રમાણિક માણસ હિસાબ કરવા બેસે છે ત્યારે ઇશ્વરની હરિતને ભુલી—જાય છે અને "સોળ પંચા બાસી, બે મુકયા છુટના પાછળ રહ્યા એંશી" આવી રીતે હિસાબ ગણીને ખેડુતની બધી ઉપજ પચાવી પાડવાનીજ યોજના કરે છે. કોઇના ઉપર દયા રહેતી નથી.

પ્રમાણિકતાની ખાત્રી કર્યા વિના લેણદેણ કરવામા આવે છે તે મનુષ્ય થોડી મુદતમાં નિર્ધનાવસ્થાને પ્રાપ્ત થાય છે કારણકે, જે જે ઉપજ આવે તે ઉગજ પોતાની પાસે રુપી રીતે રહે. દેણદાર દેણામાજ કચરાએલો રહે તેવી યોજના ઘડવાનીજ હરદંમ તેનું ચિત્ત રહ્યા કરે છે. નીતિ શું ? તેનું તો નામ પણ તેના પાસેથી જતુ રહે છે. "પેનફેન પ્રકારેણ" લહેણા બહાર ન નિકળે તેમ કરે છે કદાચ ઉપજ સારી આવી અને લહેણું ચુકતું થાય તેમ હોય તો પણ ગમે તે પ્રકારે લેણામા ઉતારવાનો પ્રયોગ કરે છે. ખાતામાં હોય કંઇ અને કરે કાંઇ ઘણા ઘણું સ્થળે જોયું છે કે ખોટા ખત કરીને કે ખોટું જુનું લહેણું કાઢીને વસુલ લે છે આવું લહેણું જ્યારે ખરેખરી નાણાની જરુર પડી હોય અને એમ સમજે કે અત્યારે દેણદારને નાણાની ખરી જરુર છે ત્યારેજ પોતાની બાજી ખેલીને ફુસલાવી સમજાવીને ખોટું લેખું સાચું કરે છે અને પછી બધી ઉપજનો માલીક થઇ બેસે

# પટેલનો "પોપટ" અને ઘાયલ "ગોહિલ

લખનાર—પોપટલાલ છગનલાલ મુંબઈ.

## આંતર જગતનાં ઉડાણમાં !

પોપટ બોલ્યો—બાપ! હું પણ મૂળતો તમારા જેવો મનુષ્ય પ્રાણી છું. અને મારો જન્મ એક ગામડામાં થયો છે. મારો વૃતાંત કાંઈક આશ્ચર્યકારક લાગે તેપણ અવશ્ય પ્રીતે સાંભળશો.

બાળવયમા—અજ્ઞાન અવસ્થામાં હું દેશમા રહી ભણ્યો. અને એજ અવસ્થામાં હું પરદેશ ગયો પછી થોડા સમયમાં-દેશમાં-પિતા અને કેટલાક સમયે માતા એમ બંન્ને પર લોકવાસી થયા મને સમજણ આવેલ પછી માતા ગુજરવાથી મને માતાનું દુઃખ બહુ થતું હતું, અને જ્યારે જ્યારે દુઃખ થાય ત્યારે પરમ કૃપાળુ પિતા શ્રીકૃષ્ણ પરમાત્માની મૂર્તિને લઇ રડતો અને શ્રી કૃષ્ણનાં ચરણો મારા આંસુઓથી ધોતો.

કેટલાક વખતની આ પ્રકારની મારી સેવાથી શ્રી પ્રભુ પ્રસન્ન થયા અને મને 'વર' માગવા કીધું. મેં "માતાનું સુખ" માગ્યું. ત્યારે-બીકણ છોકરા બીયે એવાં એક માતા જીનાં ખોળે મને મૂક્યો. આ માતાનું નામ "પ્રતિકુળતા દેવી" હતું. નાનાં પ્રકારનાં દુઃખો-થી હું જયારે એક વખત બહુ ગભરાઇ ગયો. ત્યારે માતાજીને હાથ જોડી મેં દયા માંગી. ત્યારે માતાજીએ કહ્યું કેઃ—

બચ્ચા! હું દયાના ખાતરજ તને દુઃખો આપું છું. ભલી માતા પુત્રને શિક્ષા કરે છે. તે પુત્રનાં હિત માટે હોય છે. તારે પોતાને સુખ એશ ભોગવી. સુખી થવું હોય તો મારી. બેન "અનુકુળતા દેવી" પાસે તને મોકલું, અને જો સુખભોગ બીજાને આપી બીજાને સુખી કરી તારે ખરૂં પ્રેમસુખ અનુભવવું હોય તો મારા પાસે રહે મેં પાછળની વાત કબુલ કરી. આત્મહિત માટે કષ્ટોની મને જરૂર છે એ વાત મારા સમજવામાં આવી ગઇ છતાં જીવભાવવાળી પ્રકૃતિનાં લીધે વ્યાકુળતા રહેવા લાગી. એક વખત જીવનમાં 'તત્વ' મેળવવા માટે અને વ્યાકુળતાથી છુટી જીવનસુખ લેવા સારૂ પવિત્ર નર્મદા તટે હું ફરવા ગયો

ચોમાસુ ગયાને થોડો સમય થઇ ગયો હતો. અનેક પ્રકારની તાજી વૃક્ષરાજી વચ્ચે નર્મદાજીનો પ્રચંડ પ્રવાહ જોતાં હું આંતર જગતનાં ઉંડાણમાં ઉતરી ગયો. માગશર મહીનાની સવારની ટાઢ મારા નબળા શરિરને "નર્મદા સ્નાન"નું પુન્ય લેવા અટકાવતી હતી. એવામાં એક 'મસ્ત યોગી મહારાજ' આવ્યા અને—જરા પણ ટાઢની અસર વિના સ્નાન કરી, ભસ્મ લેપન કરી ઠંડા સપ્ત પવનમાં લંગોટીભર ધુન કરતા ચાલ્યા ગયા

આ જોઇ હીંમત આવી. મનએવ મનુષ્યાણાં કારણં બંધ મોક્ષયોઃ એ શ્લોક યાદ કરી મેંપણ ઝટપટ સ્નાન કરી લીધું. પરંતુ મને પછી યાદ આવ્યું કેઃ—

હમણાં જે યોગી સ્નાન કરીને ગયા તે આમ પૂર્વદિશામાં ગયા અને તે તરફ કોઇ

મારા વૃત્તાંતનું છેવટ જાણવાની ઉત્કંઠાનાં લીધે તમારા ચહેરામાં અધીરાઇ હું જોઇ રહ્યું છું-યુવકનાં ચહેરા ઉપરની લાગણી જોઇ પોપટ બોલ્યો-પરંતુ ખેડૂત અને ખેતિ તથા ખાસ હિતની વાતો શીતાયની વાત છોડી દઇ જેમ બને તેમ ટુંકાણમાં પતાવીશ. આમ કહી પોપટ આગળ વધુ બોલ્યો કેઃ—

મારા અંતઃકરણની ઇચ્છા પ્રમાણે સ્વદેશ સેવા કરવામાં પ્રતિકુળતા દેવીની બાધામાંથી મુક્ત થવાની-યોગીમહારાજ પાસે મેં ઇચ્છા દર્શાવી અને યોગી મહારાજે-કૃપા કરી પોતાની યોગ શક્તિથી મારી ઇચ્છા પુરી કરવાની કૃપા દર્શાવી.

ઇચ્છા પટેલ નામનાં એક ખેડુત મહારાજશ્રીનાં પરમ સેવક હતા. અને આશ્રમનાં નજીકનાં-ગામ પ્રદેશમાંજ રહેતા હતા.

ખેતિ અને ખેડુતની સેવા કરવાનો મારો ખાસ મમત હોવાનાં લીધે, એ વર્ગનાં વ્યવહારમાં ક્યાં ક્યાં સુધારો કરવાનો છે તે અનુભવવા માટે મહારાજશ્રીની યોગ વિદ્યાનાં સંકલ્પ બળે કરીને-મનુષ્યપણાનાં જ્ઞાન સહિત. આમ પંખી તરિકે થઇને-મારે ઇચ્છા પટેલને ઘેરે-ત્રણ વરસ રહેવું. એવો નિશ્ચય થયોહતો.

એક પીળા વસ્ત્રની પોથીમાંથી મંત્રનો કાગળનો કકડો કાઢી. ગુરૂજીએ મારા ગળે બાંધ્યો, અને હું પંખી સ્વરૂપે થઇ ગયો. બીજે દિવસ ઇચ્છાપટેલ આવતાં-ગુરૂજીએ મને ઇચ્છા પટેલને હવાલે કર્યો. અને " ત્રણ વર્ષ સુધી આ પોપટને તમે સ્નેહથી પાળજો. " એવી પટેલને ગુરૂજીએ આજ્ઞા કરી.

મને પટેલને ત્યાં લઇ જવામાં આવ્યો. એક જ વર્ષમાં-નીતિ રીતિમાં-પટેલોના ઘરની પામરતા અનુભવી હું કંટાળી ગયો. પ્રતિકુળતા દેવીની અડચણો કરતાં આ દુખ અસહ્ય થઇ ગયું. અને બરાબર એક વર્ષ પછી પાછો એજ માગશર માસ હતો. અને ગુરૂજી એજ આશ્રમમાં આવી ગયા હતા. ત્યારે એક દિવસ ઇચ્છા પટેલ મને સાથે લઇ ગુરૂજી પાસે આવ્યા અને ગુરૂજીની આજ્ઞાથી મને ગુરૂજીપાસે રહેવા દઇ-યોગ્ય વખતે પટેલ પોતાને ઘેર ગયા.

ગુરૂજીએ મંત્રનો કાગળ છોડી નાંખ્યો! હું મારા મૂળ સ્વરૂપે ગુરૂજીને વંદન કરી ઉભો. મારા હૃદયનું દુઃખ સમજી ગયા હતા. એટલે બોલ્યા કેઃ-બચ્ચા! તારી જે ઇચ્છા હોય તે કહે, મેં કીધું કે પ્રભુ! હવે વધુ અનુભવની મારી ઇચ્છા નથી. પરંતુ હવે તો મારી ઇચ્છા-દેશનું વાતાવરણ જોઇ આવવાની છે. માટે! મને પાછો આપનાં યોગ બળે કરીને પંખી બનાવી દો. અને આશીર્વાદ આપો.

ગુરૂજીએ પાછો એજ મંત્રનો કટકો મારા ગળે બાંધ્યો અને હું પાછો આમ પંખી સ્વરૂપે થઇ ગયો. આ વખતે ગુરૂજીએ મને ખાસ સૂચનાં કરી કેઃ-" જો આ મંત્ર તારા ગળેથી છુટી જશે તો તને મનુષ્યપણાનું જ્ઞાન રહેશે નહીં. "

આ ચિંતાયુક્ત શરત સાથે હું મારા દેશતરફ ઉડયો પરંતુ વૃક્ષ રાજીમાંથી નીકળી જેવો હું નર્મદાજીનાં પવિત્ર તટ પ્રદેશમાં આવ્યો- ત્યાં તો માતાજી પ્રતિકુળતાદેવી પ્રગટ થયાં અને "એમ મને છેતરીને તું નહીં જઇ શકીશ" આમ કહેતા કે-મને પકડીને ગળે બાંધેલો મંત્ર છોડી લીધો. અને બોલ્યા કેઃ—

" હજુ મારા હાથે શિક્ષા પહોંચાડી. તારા હૃદયનો ઘાટ સુંદર બનાવવો. "

ઘણી વાતો-અમારા ધર્મ અને નિતિને લગતી-જાણવા જેવી હશે પણ તે પછી વાત પરંતુ પ્રથમ તો તમારો દેશ કેવો છે? તમારૂં ગામ કેવું છે? તેની મને વિગતવાર ઓળખાણ આપો તો હું તમારૂં વતન જાણી શકીશ તો બતાવીશ અને તમારા વૃત્તાંત ઉપરથી મને પણ મારા હૃદયમાં એક પ્રકારની જીજ્ઞાસા થઇ છે. તેનું નિવારણ કરી શકીશ આમ પ્રશ્ન પૂછી યુવક સ્વગત વિચારવા લાગ્યો કેઃ—

" આ પોપટજીના પરિચયથી મારામાં નવજીવન પુરાય છે. આ મારા જમણા "
" હાથમાં ચૈતન્ય અનુભવાય છે અને મને પુરતી આશા છે કે મારા જમણા હાથ."
" રૂપ સદ્‌ગત વૈદ્યરાજના વિયોગે ગુમાવેલું જમણાં હાથનું ચૈતન્ય ફરી પાછું મને "
" મળશે. "

આમ મનમાં પ્રસન્ન થાય છે અને પોપટજીનાં તરફથી જવાબની રાહ જુએ છે ત્યાં પોપટજી કહે છે કે—આહ! તમારા જેવા શુભેચ્છકોને મારૂં દુઃખ નિવારવા માટે મારા તરફનો ઉત્તર સાંભળવાની જીજ્ઞાસા તીવ્ર હોય તે યોગ્યજ છે. પરંતુ એ ઇતિહાસ જેવી વાત માટે આપણને પુરતો સમય જોઇશે. આજ હવે મારો સમય પુરો થયો છે. હું રજા લઇશ પણ મારૂં એટલું કામ તમે જરૂર કરજો કે આજની તમારા ગામ સભાજની શાખામાંથી મને કોણ કોણ જોઇ શક્યું છે તે મને આવતી મુલાકાતે કહી શકો તેમ તપાસ કરી રાખજો. આટલું મારૂં કામ સ્વીકારો અને મને રજા આપો. (આમ પોપટજીએ રજા માગી)

યુવક કહે—ભલે તમારા દુઃખી જીવનમાં હું નિરૂપ થવા ઇચ્છતો નથી આજથી એક મહીને તમો આવો ત્યાર પહેલા હું તમારા મિત્રોની તપાસ કરી તમને જરૂર કહીશ તમો સુખેથી સીધાવો.

પાંખોથી પવન કાપતો પોપટ "વંદેમાતરમ્" કરી પંથે પડયો.

(અપૂર્ણ)

---

મી. બરબેન્ક તરફથી શોધન થયેલો કાંટા સિવાયનો થોર. હિંદુસ્થાનમાં મોટા પ્ર જુમાં ઉગાડવામાં આવે તો ઢોરના ખોરાક તરીકે કામમાં આવી શકવાના દરેક સમ

## મકાઇના બીજમાં સુધારો.

સાધારણ રીતે જ્યાં મકાઇનો પાક થાય છે. ત્યાં બીજની પસંદગી કરવાનો રીત છે. ઑસ્ટ્રેલીયામાં મોટામાં મોટા મકાઇના જુડા પસંદ કરવામાં આવે છે. આફ્રીકા સૌથી ઉત્તમ મકાઇના જુડાના વચલા ભાગનું બીજ, વાવણી માટે પસંદ કરવામાં આ છે. આ બધી રીતો સારી છે. પણ નરપુષ્પની જે અસર બીજપર થાય છે તેની દર શખવામાં આવતી નથી. મકાઇના છોડને મથાળે ચમરી આવે છે. તેમાં નરપુષ્પના ફુલા રજકણો રહેલાં હોય છે અને તેના વચલા ભાગમાં મકાઇના જુડાની છેવટે રેશમના ફુમ જેવું હોયછે. તે તંતુઓમારફત નરપુષ્પના પરાગના રજકણો માદા પુષ્પમાંદાખલ થઇ તેને ફળદ બનાવે છે. ત્યારેજ બીજ ઉત્પન્ન થાય છે. પરાગનું દરેક રજકણ એકજ માદાને ફળદાયી બનાવી છે. પ્રજા ઉત્પત્તીના નિયમો પ્રાણી તથા વનસ્પતિ એ બન્નેને સામાન્ય રીતે લાગુ છે એટ જ્યારે કોઇ નિઃસત્વ નરપુષ્પનો પરાગ, ગમે તેવા કૌવત વાળી માદાના ગર્ભાશયમાં દાખ થવા પામે, તો તેથી નીપજતી પ્રજા શક્તિહિન તથા પ્રજા ઉત્પત્તીના કાર્યક્રમને ચા શખવાને અશક્ત નીવડે છે એ વાત દેખીતી છે. તેથી ઉપરથી સારા દેખાતા બધા મકાઇ જુડાઓમાંથી ઉત્તમ બીજ નીપજી શકતું નથી. આ વાતને "ઓહાયો પ્રયોગ ક્ષેત્ર" પર થયેલ અખતરાથી પુષ્ટી મળે છે આ પ્રયોગ ક્ષેત્રમાં જુદા જુદા ૨૪ મકાઇના જુડાઓ, એક કદ અને સરખી ઉમરાની શક્તિવાળા પસંદ કરવામાં આવ્યા હતા. દરેક જુડાનું બીજ જુદી જુદી હારમાં રોપવામાં આવ્યું હતું. એટલે દરેક હારને એક સરખા સંયોગો પ્રા થયા હતા. સૌથી ઉત્તમ જાતની હાર ત્રણ હતી અને તેનું ઉત્પન્ન દર એકરે ૧૧૪ ૧૧ અને ૧૦૪ બુશલ (એક બુશલ=૬૦ રતલ) આવ્યું હતું. સૌથી કનિષ્ટ હારનું ઉત્પન્ન દ એકરે ૫૫ બુશલ હતું. આ હારમાં ૫૮ વાંઝીયા છોડ હતા.

યુનાઇટેડ સ્ટેટના હુશીયાર ખેડુતોએ મકાઇમાં સુધારો કરવાનું કામ પોતાના હાથ પર લીધું છે. અને તેથી ઉત્પન્નમાં ઘણો વધારો થયો છે. બીજ પસં કરવાની પદ્ધતી નીચે પ્રમાણે છે, ઉંચી જાતના જુડાઓ પ્રથમ પસંદ કરવામાં આવે છે અને દરેકનું બીજ જુદી જુદી હારમાં વાવવામાં આવે છે, પ્રયોગક્ષેત્રની જગ્યા બીજા ખેતરે (મકાઇના) થી લગભગ અરધા માઇલથી વધુ દુર હોવી જોઇએ નહિ તો. ત્યાંના પરાગના રજકણો પ્રયોગ ક્ષેત્રમાં આવવાનો સંભવ રહે છે ફુલો આવે ત્યારે એકએક આંતરાની હારમાંથી નરપુષ્પવાળી ચમરીઓ (તેમાંથી પરાગ બહાર નીકળે તે પહેલાં) કાઢી નાંખવી અને માદા-પુષ્પો રાખવાં આમ કરવાથી ચમરીઃ કાઢી લીધેલી મકાઇની હારની બધી માદાને પર ફક્ત નર-પુષ્પના પરાગો ગર્ભવાળી બનાવશે વળી જે છોડમાં માદા-પુષ્પ ન હોય તે બધા છોડને વાંઝીયા ગણી સદંતર નાશ કરવો જરૂરનો છે. નહિ તો તેવામાંથી પરાગ નીકળીને સારી માદાને ગર્ભીત બનાવી. તેથી ઉત્પન્ન થતું બીજ કનીષ, પ્રકારનું થશે બીજે વરસે, ચમરી કાઢી લીધેલા મકાઇના જુડાઓમાંથી ઉત્તમ બીજવાળા જુડા પસંદ કરી ગયા વરસની માફક જુદી જુદી હારમાં વાવેતર કરવું. નવ સાડ઼ક વેલ્સના પ્રયોગ ક્ષેત્રમાં આ રીતથી બીજે વરસે એક પણ વાંઝીયો છોડ જોવામાં આવ્યો હતો નહિ.

મગનલાલ ગુલાબભાઇ દેસાઇ.

# વિષયોની અનુક્રમણિકા.

# ખેડુતોને રૂની ખેતી કરવાની અને ખેતીનો ધંધો કરવાની અમુલ્ય તક.

પરમકૃપાળુ પરમાત્મા તરફથી નિર્માણ થયેલ અસ્તોદયની છાયામાં દુનિયાની દરેક વસ્તુ આવે છેજ. જ્યારે મનુષ્યો અજ્ઞાન હતા ત્યારે જમીન ખેડીને કે ખેતી કરીને ગુજરાન કરતા ત્યારે જમીનના ધણી પણ જમીનની પેદાશની બહુ દરકાર રાખતા નહિ જેમ વસ્તી વધી તેમ જમીન નધારેને વધારે ખેડવા લોકો લાગ્યા અને ખેતી કરનાર ખેડુતો અને ગામડાઓની આબાદી ઘણી વધી ગઈ મતલબ ખેડુ પૈસાવાળા થયા. અમુક વરસો ગયા પછી આગબોટને આગગાડીનો વ્યવહાર ચાલતો થયો એટલે દેશ પરદેશ જવાનું આપણા લોકોનુ થવા લાગ્યુ અને વિદ્યાહુન્નર શિખવા યુરોપ અમેરીકાને જાપાન તરફ જવા લાગ્યા ત્યાંની વસ્તુ આહી આવવા લાગી આંહીની ત્યાં જવા લાગી અને જવાનાં મહેલાંને નિર ભેખમાં વાહનો થયા તેથી અમેરીકા યુરોપ, આફ્રીકાને એશીઆના ભાગોમાં આપણા ભાઇઓ જવા લાગ્યા અને ત્યાં વેપાર રોજગાર કરી કમાવા લાગ્યા. અને મુંબઇ કરાંચી, મદ્રાસ, કલકત્તા, રંગુન, કોલંબો વગેરે બંદરોમાં પણ વેપાર વધવા લાગ્યો જેની હદ રહી નહિ આવું થવાથી અને મીલો તથા જીનો જેવાં કારખાનાં વધવાથી અને ગામડાંના લોકોને વધતી રોજી મળવાથી આ શેહેરોમાં જવા લાગ્યા અને વેપાર રોજગાર ધંધા હુન્નર નો જમાનો જામવા લાગ્યો રાજ્ય માલેકોએ જમીનના કર વધાર્યા, જમીન ધોવાતી ચાલી ખેડ મારી ગણી બંધ થતી ગઇ, ખાતર નાખવાનું ભુલમાં રહ્યું, પાણીની સપાટી નીચી ગઇ મજુરી મોંઘી થયા, ઘી ગાઈ ભેંસ રાખવાનો રીવાજ બંધ થવા લાગ્યો, અને વરસાદની સરાસરી કમ થઈ તેમ ઉપજ ઓછી થઇને કર વધતા ગયા એટલે ખેડુતો નબળા પડયા જમીન સુની ગયા ભાગ બટાઇનો વહીવટ નીકળતો ગયો રોકડી રકમ જમીનનાં ભાડા બદલ ઉપજની કે ગીરોકીની કે ગણોતની લેવાનું થયું એટલે ખેડુતો ગરીબ થતાં જમીન મુકી નાસવા લાગ્યા અને વેપારીમાં ને મીલોમાં અને રેલ્વેમાં ને કારખાનાઓમાં નોકર રહેવા લાગ્યા ને મજુરી કરવા લાગ્યા એટલે ખેતી ઉપરથી અભાવ થયો અને આજે ખેતીના ધંધાનો તે ધંધો કરનાર ખેડુતોની હાલત નબળી થતી આવી છે. અને વેપાર રોજગારમાં પણ હવે અત્યારે આક્ષમ પડવાથી તેમાં પણ આગળ જેટલી કમાણી થતી નથી એટલે ઘણાનાં દીવાળાં નીકળ્યા ઘણી બેન્કોને સરાફી પેઢીમાં નાણાંવાળાનાં નાણાં ડુબ્યાં અને પૈસાની ભીડ પડી. વળી કૈંક દેશે યુરોપમાં મહાન વીગ્રહ જાગ્યો તેથી પણ વેપાર રોજગારને મોટો ધક્કો પહોંચ્યો ત્યાંનો માલ આવતો બંધ થયો આંહીનો ત્યાં જતો અટક્યો એટલે દેશની હેરફેર અટકી અને થોડા ભાડ રહ્યા તે મોંઘા થયો ને ખરીદવો પાલવતો નથી વળી યુરોપમાં ખેડુતો વિગેરે પણ લડાઇમાં ભાગ લેતા હોવાથી ત્યાંની ખેતી કેટલેક ઠેકાણે બંધ પડવા જેવું થયું છે અમેરીકામાં રૂનો પાક જોઈએ તેવો સારો થતો નથી રૂ ની જે તેમ ઉપજ થાય છે તો વીલાયત વગેરે જગોનાં કારખાનાંમાં તે બધુ જવાનું

ક્રેંક શેફ્ટ ૯ ક્રેંક્સ અને રોલર્સ ૧૦ ફ્યુઅલ અથવા ઑઇલ પંપ, ૧૧ કારબ્યુરેટર ૧૨ વૉટર જેકેટ ૧૩ સીલીંડર ૧૪ ગેસપાઇપ ફ્યૂપ લાઇનર ૧૬ પીસ્ટન ૧૭ કનેક્ટીંગ રૉડ ૧૮ ક્રેંક શેફ્ટ ૧૯ રક્ષણ ગાર્ડ ૨૦ સ્ક્રુજ્યુર ૨૧ ફ્લાયવ્હીલ્સ ૨૨ મેઇન બેરીંગ્ઝ ૨૩ આઉટલેટ વૉટર કનેક્શન અથવા હૉટ વૉટર પાઇપ ૨૪ ઇનલેટ વૉટર કનેક્શન અથવા કોલ્ડ વૉટર પાઇપ ૨૫ એક્ઝોસ્ટ પાઇપ ૨૬ સાઇલેન્સર.

## ઇન્જીન કેવી રીતે ચાલે છે.

શરૂઆતમાં પહેલાં વેપોરાઇઝર નીચે પ્રાઇમસ સ્ટવ દશબાર મીનીટ સુધી સળગાવાન મુકવો. અહિં તેલની ટાંકીમાંથી ગ્યાસલેટ તેલ સકશન પાઇપમાં થઇ ઑઇલ પંપની મદદથી ડીલીવરી પાઇપમાં ચઢી નીકળમાં આવશે અને ત્યાંથી "વેપોરાઇઝર-જેકેટ" માં દાખલ થશે. અહિં વેપોરાઇઝર ગરમ હોઇ તેલ અને હવા ભેગાં થવાથી ગૅસ થશે અને ગૅસ વેપરવાલ્વ ઉઘડવાથી વેપોરાઇઝરની અંદર દાખલ થશે. તેમાં બે કાણાં અમુક અંતરે રાખેલાં હોય છે તેમાં વચ્ચે જ્યાં "ટોઇલ" રહેલી હોય છે ત્યાં જઇ આ કોઇલ ગરમી મળવાથી લાલચોળ થઇ જાય છે તેથી તે ગૅસને ધગધગાટ કરે છે અથવા તો સળગાવે છે અને આ ગૅસ પાછો તેજ રસ્તે થઇ કારબ્યુરેટર અથવા તો સીલીંડરમાં દાખલ થાય છે. અહિં એરવાલ્વ ઉઘડવાથી હવા ગૅસની સાથે મળે છે અને પીસ્ટનને ધક્કો મારી ચલાવે છે. આ ચલાવવાનું જોર અથવા તો પાવર દબાણ, હવા, ગરમી અને ગૅસ સાથે મળી બનેલું હોય છે, પીસ્ટન ચાલવાથી કનેક્ટીંગ રૉડ ચાલે છે અને તે ચાલવાથી ક્રેંક શેફ્ટ ચાલે છે અને ક્રેંક શેફ્ટ ચાલવાથી ફ્લાય વ્હીલ્સ અથવા તો પૈડાંને ગતિ મળે છે અને ઇન્જીન ચાલે છે. ડીલીવરી પાઇપ અને નીપલની વચમાં એક નાની ઑઇલ બોક્સ રાખવામાં આવેલી હોય છે જ્યાંથી તેલના બે ભાગ થાય છે, એકનું તેલ નીપલમાં થઇ વેપોરાઇઝરમાં જાય છે અને બાકીનું તેલ ત્યાં એક પાઇપનું કનેક્શન કરવામાં આવેલું હોય છે કે જેને "ઓવર ફ્લોપાઇપ" કહે છે તેમાં થઇ વધારા તરીકે તેલની ટાંકીમાં પાછું જાય છે. કારબ્યુરેટરમાં એક્ઝોસ્ટ વાલ્વ મુકવામાં આવેલો હોય છે તેનું કામ તે ખોલવાથી ખરાબ અથવા તો વપરાઇ ગએલો ગૅસ એક્ઝોસ્ટ પાઇપ અને સાઇલેન્સરમાં થઇ બહાર કાઢી નાખવાનું છે.

જો ઇન્જીનનો કોઇ પણ ભાગ ભાંગી કે તુટી જાય તો પણ ઇન્જીન ચાલશે નહિ અને તે ભાગ નવો મંગાવી ફીટ કરવો પડે છે સિવાય બીજો ઉપાય નથી. જો કોઇપણ ભાગ તુટી જાય તો મુંબઈ ઇલાકાના એગ્રીકલ્ચર ઇન્જીનીઅર મી. ડબલ્યુ. એમ. શુટ જેઓની ઑફીસ પુનામાં રહે છે તેમને લખવાથી તેઓ પોતાની વર્કશૉપમાં બનાવી આપી મોકલી દેછે.

## ઇન્જીનને સાફ રાખવું.

ઇન્જીનને સાફ રાખવાની બાબત ખાસ અગત્યની છે. જો સાફ નહિ રાખીશું તો તમામ કચરો અથવા ધુળ ઇન્જીન ઉપર તથા તેના ચળકતા ભાગો ઉપર પડશે અને આખરે ઇન્જીન ખરાબ થઈ જશે અને ચાલશે નહિ માટે ઇન્જીનને ઓછામાં ઓછું પંદર યાતો મહિના દિવસે સાફ કરવું. તમામ પીતળના અને બીજા જે ચળકતા ભાગો હોય તેઓને જુદા કરી પાલીસ પેપરથી સાફ કરવા વેપોરાઇઝરને બરાબર કાળજી અથવા તો મેલ અંદર ચડી ગએલી હોય તેથી સાફ રાખવું જો સાફ નહિ હોય તો ઇન્જીન ચાલશે નહિ સાફ કરતી વખતે ઇન્જીનના દરેક ભાગો જુદા કરી ગ્યાસલેટમાં રાખી સાફ કરવા. તમામ વાલ્વને ગ્રાઇંડ કરવા માટે બારીક એમરી પાઉડર આવે છે તે વાપરવો લુબ્રીકેટીંગ ઑઇલ કચરાથી સ્વચ્છ હોવું જોઇએ જો કચરાવાળું હશે તો તે પીતળના તમામ ભાગોને ગરમ કરી દેશે અને ઘસાઇ ઘસાઇ બગાડી નાખશે અને પીસ્ટનના ચાલવાથી જે તેલ તેના ઉપર આવશે તેનો કચરો સીલીંડર તથા પીસ્ટનની સાથે ઘસાશે અને તેને લઈ પીસ્ટન ઉપર ઉઝરડા થશે અને તે રસ્તેથી ગેસ બહાર ચાલ્યો જશે. ઇન્જીનના કોઈ પણ ભાગમાંથી ગૅસ બહાર ચાલી જવા માર્ગ નહિ તે ખાસ ધ્યાનમાં રાખવું નહિંતર ઇન્જીનને ઓછુ બળ મળશે અને ઇન્જીન ચાલશે નહિં. જરાપણ ઇન્જીનમાં ભુલ ... આવેલી હોય ... ઇન્જીન ચાલતુ ... જશે. માટે આ સઘળું ધ્યાનમાં રાખવા ... ...ઇઝરમાં જાય છે અને

ખાતર—જો નાના રોપ હોય અને ખાડામાં નાંખવા હોય તો ૨ ભાગ માટી ૨ ભાગ છાણનું ગળતીયું ખાતર ૧ ભાગ પાંદનું સડેલું ખાતર આપવાથી સારા રહે છે જમીનમાં રોપવા હોય ત્યારે પણ ઉપલુંજ ખાતર વાપરવું પાણી કુંડામાં અગર લાકડાના પીપમાં હોય તો હમેશાં આપવું અને જમીનમાં જો તેનું પાણી આપવું હોય તો ૬ થી ૮ દીવસે આપવું.

જમીન ચોકસ વગરની તમામ જાતની માટી માફક આવે છે મુંબઇ વિક્ટોરિયા ગાર્ડનમાં ગ્રો ( લૉન ) ના તકતામાં કેટલેક ઠેકાણે વાવેલા જોવામાં આવે છે અને સારી સ્થિતિમાં છે એટલે અનુભવથી સિદ્ધ થયું છે કે રાતી ચિકાશવાળી કાંકરાવાળી માટી પણ માફક આવે છે. પણ એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે વિક્ટોરિયા ગાર્ડનમાં પાંદડાનું સડેલું ખાતર ઘણુંજ છુટથી વપરાય છે અને તેમાં ચીકણી માટી સારી ખસખસી થઇ જાય છે માટે દરેક ચીકણી માટીના બગીચાના માલેકોએ પાંદડાનું સડેલું ખાતર વાપરવા ચુકવું નહિ. પાંદડાનું સડેલું ખાતર નાખવાથી નીચે મુજબ જમીનમાં છોડને માટે ફાયદા થાય છે. જમીન ચીકણી મટી જાય છે. જમીન ઉપર પાણી પાયા પછી જાડી પોપડી ( કોપરી ) બાઝતી હોય તે પણ બાઝતી નથી તેમજ કોમળ ઝાડીને જોઇએ તેવો પોશાક આપે છે, વળી ઉપર માટી પોચી અને સછીદ્ર રહેવાથી બી જલદી ઉગી નીકળે છે. કટીંગ સારી થઇ વહેલી મુળ મુકે છે અને સારી લાગ છે માટે દરેક બગીચાના માલેકોએ પોતાના બગીચામાં પાંદનું સડેલું ખાતર વાપરવા પોતાના બાગવાનને સુચના કરવી.

પાંદડાનું ખાતર ઉપયોગી છે તેમ તેને બનાવવાને માટે કે મેળવવાને માટે વધારે કીંમત બેસતી નથી. દેખાવના બગીચાઓને હમેશાં વાળી ચોળીને સાફ રાખવામાં આવે છે તેમાં બગીચામાં કચરા તરીકે ફક્ત પાંદડાંજ વાળવામાં આવે છે તે પાંદડા નાખવાને માટે એક મોટી ઊંડી ખાડ કરાવવી બગીચામાં અનુમાને જેટલું પાંદડાનું સડેલું ખાતર વાપરવા જોઇએ તેટલું ખાતર કરવાને ખાડ મોટી કરાવવી અને તે ખાડ પાંદથી ભરાયા પછી તેને સડવા દેવા આ પાંદ એક વરસે બરાબર સડી જાય છે કારણ કે ચોમાસાનું પાણી પડવાથી પાંદ સડવા માંડે છે અને અંદર ગરમી પેદા થાય છે તેથી પાંદ એકદમ સડી જાય છે અને તે સડેલું એક વરસનું જુનું પાંદનું ખાતર બગીચામાં વાપરવું આવા ખાતરને અંગ્રેજીમાં લીફ મોલ્ડ ( Leaf-Mould ) કહે છે આ સિવાય વધારે જલદીથી જો પાંદનું ખાતર જોઇતું હોય તો શિયાળા ઉનાળામાં પાંદડા જે ખાડમાં નાંખેલા હોય તે ખાડમાં દરેક મહિને પાણી આપવાથી લગભગ ત્રણ પાણી આપવાથી સડી જાય છે, કારણ કે પાંદમાં પાણી આપવાથી ગરમી લાગે છે અને જલદી સડે છે માટે ખાડો કરવા તેને પાણી પણ આપી શકીએ તેવી સગવડ હોય તો વધારે સારૂં.

દેખાવના બગીચામાં ગ્રો ( લૉન ) ના તકતામાં જંગલી દેખાવમાં કુંડાઓમાં ખાડ કરવાને માટે વાવવામાં આવે છે પાંદમાં સફેદ લીટા હોવાથી ઘણોજ સારો દેખાવ લાગે છે.

મુંબઇ વિક્ટોરિયા ગાર્ડનમાં રૂ. ૦-૨-૦ પુના એમ્પ્રેસ બોટાનીકલ ગાર્ડનમાં રૂ. ૦-૪-૦ ની કીમતે મળશે ફણુના ફુટેલા સોયા, કે ફરમ ( Roots ) મળે છે તેમજ બી પણ રૂ ૦-૪-૦ ની કીમતે એક પેકેટ મળશે.

## ARUNDO DONAX VARIEGATA અરૂંડો ડોનેક્સ વેરીએગેટા

ઇંગ્રેજી નામ. રીબન ગ્રાસ Ribban grass

પાંદ (A. Donax) ના જેવાજ હોય છે પણ તેનાથી નાના હોય છે. રંગે લીલા ચેરીઆર હોય છે અને તેમાં સફેદ ઉભા લીટા હોય છે. ઉચાઇમાં દેખાવમાં પણ ઉપર મુજબજ હોય છે પણ તેનાથી નાનો હોય છે તેથી દેખાવ ઘણોજ સારો લાગે છે. નવી (પાંખી) જેવી જે ડાંડલી નીકળેલી હોય છે તે પણ નાની અને પાતળી હોય છે ફેર ફક્ત એટલોજ હોય છે કે ઉપરની જાત મોટી હોય છે અને આ જાત નાની હોય છે પાંદની અંદરના વચલા સફેદ રેસા પાતળાં હોય છે અને તેથી દેખાવ ઘણોજ સારો લાગે છે.

રોપનો વધારો કરવાની રીતે મુળીઆમાંથી નવી ફુટ થાય છે અને તે મુળીયાના બેઠામાંથી જુદા પાડી નવા રોપ ઉપર મુજબ છુટા કરવામાં આવે છે. એ રોપ બારે માસ રોપી શકાય છે. બીથી પણ રોપ થાય છે પણ બીના રોપને ઘણોજ વાર લાગે છે તેથી બીના રોપ કરવા કોઇ ધ્યાન આપતું નથી.

ખાતર પાણી વિગેરે માવજત ઉપર મુજબ સમજવી.

આ છોડ તમામ જાતની સાધારણ જમીનમાં થાય છે રાતી કાંકરાવાળી રેતાળ મઠીઆર અને પહાડી જમીન માફક આવે છે.

આ જાતના પાંદ પાતળા ઉભાં અને સફેદ લીટાવાળા હોવાથી દેખાવના બગીચા-ઓની અંદર મોટી કાચની બરણીઓ અગર કુંડાઓમાં ૨ થી ૩ ફુટના લાંબા કાપી છુટા છુટા ભરવામાં આવે છે તેવીજ રીતે ઘણે ઠેકાણે યુરોપીયન ગૃહસ્થોના બંગલામાં રંગીત પીંછાં, મોરનાં પીંછા વાળી નગીના ફુલની અંબરીઓ, વિલાયતે સુશોભીત ફુલવાળા ઘાસની અંબરીઓ વિગેરે દીવાનખાનામાં જેને ઇંગ્રેજીમાં ડ્રોઇંગરૂમ (Drawing room) કહે છે તે શણગારવા માટે ચીનાઇ માટીની બરણીઓ કુંડા વિગેરે રાખવામાં આવે છે. તેમજ પામ (Palm) ક્રોટન (croton) ડ્રેસીના (Dracaena) પોથસ (Pothos) વિગેરે રંગ બે રંગી રોપોથી કુંડાઓ ભરી દીવાનખાનાની શોભામાં વધારો કરે છે તેમજ આ ઉપરના પાંદ પણ મોટા કાપીને છુટા છુટા ભરવામાં આવે છે અને સુકાય છે એટલે બીજા નવા ભરવામાં આવે છે. મોટો મેળાવડો અગર સારો ખુશાલીનો દીવસ હોય તેમજ આ છોડ કાપી અને શણગાર કરવામાં આવે છે. યુરોપીયન ગૃહસ્થોને માટે ક્રોસ (cross) રીથ (Wreaths) બનાવવાને પણ પાંદ વપરાય છે અને દેખાવ ઘણોજ સરસ લાગે છે.

દેખાવના બગીચામાં લૉન (લોન) ના પ્લૉટ ઉપર વાવવાથી સરસ લાગે છે નાની જાત હોવાથી અને સફેદ રંગીત પાંદ હોવાથી એકલું પણ સારું લાગે છે. કુંડામાં પણ સારૂં લાગે છે.

મુંબઇ વિક્ટોરીઆ ગાર્ડનમાં રૂ. ૦-૨-૦ ની કીંમતે મળશે.

# વનસ્પતિશાસ્ત્ર—( BOTANY )

( માર્ચ એપ્રીલના અંકથી ચાલુ. )

લેખક—ઠાકર જયકૃષ્ણ ઇંદ્રજી.

જ્યારે વિભાગિત તોરા જેવી પુષ્પ રચનામા તેની શાખાઓ વધુ દરી સામસા અને ટુકી હોય છે ત્યારે તેને **गुच्छा जैसा तोरावाळी** Thyrus, Thyrsoid કહે

૭૫ ઉપર કહેલી ફુલની રચનાઓ ઘણી વાર કેટલીક સેળભેળ પણ જોવા આવે છે. તેને પ્રસંગે નીચે પ્રમાણે મિશ્ર શબ્દો વાપરવામાં આવે છે જેમકે તોરા જે **कलंगी**-Racema-corymbose **कलगी जैसा विभागित तोरावाळी**-Racemos cyme ઇત્યાદિ

૭૬. એકદમ વનસ્પતિમાથી ફુલોની રચના ઘણુકરી **मैं तरतीनां** રૂપાંતર જેવી હોયછે

૭૭. **पुष्पपत्र** ઘણુકરીને પુષ્પ રચનામાથી દરેક શાખા અને દરેક ફુલની દીટ ડીની નીચે એકેક મુકાએલુ હોય છે અને **उप पुष्पपत्रो** ઘણુકરીને ફુલની ડીંટડીની બ બાજુએ એકેક, અથવા ફુલની નીચે છેક તેની પાસે અથવા તો કોઇવાર ફુલના પુષ્ય વાહકોષની ઉપર પણ ખરે આવેલા હોય છે. પણ ઘણીવાર એવુ બને છે કે પુષ્પપત્રે પુષ્પ રચનાની શાખાઓપર છુટાં છવાયાં આવેલાં હોય છે તે તેના ખુણાઓમાથી ફુલની ડીટડીએ નીકળેલી હોતી નથી વળી તેઓ પુષ્પપત્રોથી ભિન્ન ઓળખાઇ આવે એવા પણ હોતા નથી. ત્યારે આવા સર્વ પત્રોને **पुष्पपत्रोज** કહે છે.

જ્યારે ઘણા પુષ્પપત્રો એક ગુચ્છાની પેઠે આવેલા હોય છે, અથવા એટલાં બધા પાસે પાસે આવેલા હોય છે કે, એક કુંચ્છાની પેઠે આવેલા હોય એમ દેખાય અથવા એક છત્રાકાર દડી કે ગુચ્છી જેવી પુષ્પ રચનાને તળિએ ઉપરા ઉપર બહુજ પાસે પાસે ગોઠવાયલા હોય ત્યારે એવા પુષ્પપત્રોના સમુદાયને **ऊपकोष** Involucre કહે છે ઉ બીડાનો અને સહદેવીનો વર્ગ જુઓ

૭૮. **ऊपकोष**માના પુષ્પપત્રો જેવાં જેવા દેખાવમા હોય છે તેવા તેઓને નામે આપવામા આવે છે, જેવા કે પાનપત્રો, પુષ્પપત્રો અથવા કડપલા કે ભીંગડાં ઇત્યાદિ.

૭૯. સયુક્ત છત્રાકાર પુષ્પ રચનમાં નાહાનાં છત્રની નીચે જે પુષ્પપત્રો હોય છે તે સામટી રીતે **उप-उपकोष** Involucel કહેવાય છે ઉ. વરીયાળીના ફુલમાં.

૮૦. જ્યારે પુષ્પબાહ્ય કોષની ઉપર પુષ્પપત્રો ગુચ્છાકાર આવેલા હોય છે ત્યારે તેને **पुष्पबाह्यकोषोपरी पुष्पपत्र** Epicalyx કહે છે ઉ. ભીંડાના વર્ગમા જુઓ

૮૧. કેટલીક એકદળ વનસ્પતિની પુષ્પ રચનાથી ઢકાયલુ હોય છે, તેને **पुग पोटी** Spathe કહે છે. ઉ. અડવી, નાળીએરી સોપારી

૮૨. સહદેવી અને ભાંગરાના વર્ગ ( કમ્પોઝિટી ) મા તેમજ ઘાસના વર્ગ (ગ્રામિન મા ઘણુ કરી જે ફીકા રંગના, સાંકડા પાતળાને બરા ચીવટ છોતરા જેવાં હોતગીમાં

Chaff—palea Paleae હોય છે. તે વસ્તુઓમાં અંદરનાં પુષ્પપત્રો અથવા કંચુકો હોય છે.

૯૩. ઘાસ અને ચોખા કે ગેહુંનાં ફુલોના જે પુષ્પપત્રો બાહ્ય ગ્રહિત હોય છે તેને કોષ્ઠ Glumes કહે છે.

## (૪) પુષ્પ—THE FLOWER.

૯૪. વનસ્પતિની પેઠે પુષ્પ અર્થાત્ ફુલમાં પણ પૂર્ણ અને અપૂર્ણ એવા ભેદ છે. જે ફુલમાં પુષ્પ બાહ્યકોષ પુષ્પાભ્યાન્તર કોષ પુંકેસરો અને સ્ત્રીકેસર વિદ્યમાન હોય છે; તેવાં ફુલને પૂર્ણપુષ્પ An complete flower કહે છે. આવા પૂર્ણ પુષ્પમાં ચાર પ્રકારની ઇંદ્રિયો હોય છે તે પોતપોતાનાં નિયત કાર્યો કરવાને શક્તિમાન હોય છે અને એનાથી ઉલટું એક અપૂર્ણપુષ્પમાં ચાર કહેલી ઇંદ્રિઓમાંની એક કે વધારે ઇંદ્રિયો હોતી નથી. અથવા તે એવી રીતે રૂપાન્તર થએલી કે અપૂર્ણ હોય છે કે જે પોતાનું કાર્ય યોગ્ય રીતે કરવામાં અશક્ત થએલી હોય છે.

૯૫. જ્યારે એક ફુલમાં પુષ્પ બાહ્યકોષ તેમજ પુષ્પાભ્યાન્તરકોષ એ બન્ને વિદ્યમાન અને એક બીજાથી જુદા હોય છે. ત્યારે તેવાં ફુલને દ્વિઆચ્છાદિત Dichlamydeous કહે છે. અને જ્યારે બાહ્ય અને અભ્યાન્તર એ બન્ને કોષ એક બીજા સાથે જોડાઈ જવાથી અથવા એ બે કોષમાંના ગમે તે એકની અપૂર્ણતાને લીધે જે ફુલમાં એકજ આવરણ અથવા આચ્છાદન હોય છે. તેવાં ફુલને એકકોષી-એકાચ્છાદિત Monochlamydeous કહે છે.

જે ફુલમાં પુષ્પ બાહ્યકોષ હોતો નથી તે ફુલને બાહ્યાચ્છાદનરહિત Asepalous અને જેમાં પુષ્પાભ્યાન્તર કોષ હોતો નથી તેને અભ્યાન્તરાચ્છાદનરહિત Apetalous કહે છે. જેનાં ઉપરના બંને આચ્છાદન હોતાં નથી તે ફુલને આચ્છાદનરહિત Achlamydeous કહે છે.

જ્યારે બાહ્ય અને અભ્યાન્તર એક તે કોષ એક બીજા સાથે જુડી ગએલા હોય છે, ત્યારે તેને બાહ્યાન્તરયુક્તકોષ Perianth કહે છે.

જ્યારે એક ફુલમાં પું અને સ્ત્રીકેસરો પૂર્ણ સ્થિતિમાં વિદ્યમાન હોય છે. ત્યારે તે ફુલ નરમાદા મિશ્ર અથવા દ્વિજાતિય સ્ત્રીપુંસંયોગી Hermaphrodite, Bisexual કહેવાય છે.

જે ફુલમાં એક કે વધારે પુંકેસરો હોય પણ સ્ત્રીકેસરો હોય ન હોય, અથવા ચિન્હમાત્ર અર્થાત નામનીજ હોય ત્યારે એવાં ફુલને નરફુલ Male, Staminate flower કહે છે અને એથી ઉલટું જે ફુલમાં સ્ત્રીકેસર હોય પણ પુંકેસર હોય નહિ હોય અથવા નામનાજ હોય. તે ફુલને માદાફુલ Female pistillate flower કહેછે.

અપૂર્ણ.

# માંહે જુલાઈ માસમાં કે અશાડ માસમાં બગાચાન ખેતરમાં કામ કરવાની હકીકત.

૧. નીચેનાં શાકભાજી વાવવાં.

ટમાટા વાલોળ કે ફ્રેંચબીન, ભીંડાં, ગુવાર, રીંગણી, મરચી, ચીભડાં, તુરીયાં, પરવળ, કારેલાં, પતકાળાં દુધી વિગેરે વિગેરે વાવવું આ દરેકનું બી આઠ આઠ દીવસને અંતરે થોડું થોડું વાવવું એટલે ચારે મહીના પુરા થતાં સુધી શાક આગળ પાછળ થતાં રહે.

૨. જેરૂસલેમ, આરટીચોક કે એરારૂટ વિગેરેનાં ઝાડવાની ફરતી માટીની પાળ કરવી અને વરસાદના પાણીથી તે સડી જાય નહિ તેવી ગોઠવણ રાખવી ગરમીની ઋતુના છોડવા તમામ ઉપાડીને નરસરીમાં રાખવા રોપ જ્યારે હાથમાં પકડી શકાય એવડાં મોટા થાય ત્યારે ફેરવીને ક્યારામાં વાવવા વાવતાં જે રોપ મરી જાય તે જગોએ પાછા બીજા વાવવા કેલેડીયમ વિગેરે જે ચોમાસામાં થનારા છે તે તેની ગાંઠો ને નવા ખાતર માટીથી ભરેલાં કુંડામાં વાવવી.

૩. અનેનસ આ મહિનામાં લાંબી ચર કરીને અરધો ફુટ ઉંડી કરીને એટલીજ પહોળી કરીને વાવવાથી અનાનાસની ઉપર જે પાંદડાં ફુટેલું થયેલું હોય છે તે કાપીને વવાય છે. ઉપરની નીકમાં ખાતર ભરવું જમીન સરખી કરવી અને બબે ફુટને છેટે અનેનાસ વાવવા દરેક નીક બબે ફુટ રાખવી.

૪. પુરતો વરસાદ થયો હોય તો તલ બાજરી જાર, કોદરા તેમજ કપાસ આ માસમાં વાવવું. આ માસ વાવણી કરવાનો હોઈને બાગવાળાને ખેડુતોને ઘણું કામ હોય છે. માટે તક જવા નહિ દેતાં વખતસર કામ કરી લેવું.

૫. આંબા, જમરૂખ, નારંગી, લીંબુ, નાળીએરી, દાડમ, ફણસ ગુંદાં, રાયણાં વિગેરે વિગેરે ફળઝાડ આ માસમાં વાવવા. પુરતો વરસાદ થઈ ગયો હોય અને રહુ ઠંડી થઈ હોય, તડકો બહુ ના હોય તો વાવવા ચુકવું નહિ.

૬. વરસાદનાં ઝોલામાં બળદ વિગેરેને બાંધવા દેવા નહિ તથા તુરતનું ઉગેલું ઘાસ હોય તે ચરવા દેવું નહિ આનું પરિણામ અંધિયા કે વસો જાનવરને થાય છે. તથા તીવા નામનો રોગ થાય છે. જેથી જાનવર આફરી જાય છે તે સંભાળવું.

તંત્રી.

છાણનું ગળતીઉં ખાતર નાખી જમીન પોચી કરી તેને એક એક ફુટને છેટે વાયવામાં આવે છે. જો કુંડામાં ( કટીંગ ) વાવવામાં આવ્યાં હોય તો કુંડા ઝાડની નીચે રાખવામાં આવે છે. કારણ કે તેને છાયાંવાળી જગ્યા બહુજ પસંદ પડે છે. કટીંગ વાવ્યા પછી તેને પાણી પાવામાં આવે છે. જ્યાં સુધી મુળ આવે નહિ ત્યાં સુધી ત્રીજે દીવસે પાણી પાવામાં આવે છે અને જ્યારે મુળ મુકે અને ચાર પાંચ કુમળાં કાઢે ત્યારપછી તેને ૬ થી ૮ દીવસે પાણી પાવામાં આવે છે. જો કુંડામા વાવવામાં આવ્યાં હોય તો હંમેશાં હાથથી પાણી પાવામાં આવે છે. ત્રણ મહિને વાવવા લાયક થાય છે. પછી જ્યાં આપણે રોપ વાવવો હોય ત્યાં તેને વાવવામાં આવે છે. કટીંગ નાસા વાવવા જેથી પવનથી એને ઈજા થાય નહીં ડાળની કલમ કરવાની રીત ( Layering ):—ડાળીને દબાવીને પણ રોપ થઈ શકે છે. કટીંગ તથા દાબની કલમનું કામ ચોમાસામાં અને શિયાળામાં શરૂ થાય છે. નવા રોપા ઝાડની ડાળીને દબાવીને કરવામાં આવે છે તેને લેઅરીંગ-કહેવામાં આવે છે. કટીંગ કરતી વખતે જેવી રીતે ડાળીને તદન ઝાડની સાથેથી કાપી નાખીએ, છીએ તેવી રીતે લેઅરીંગને ઝાડની સાથેથી કાપી નાખવામાં આવતું નથી. ઝાડની એક સારી તદુરસ્ત ડાળી પસંદ કરવી પછી ચપ્પુથી તે ડાળીને આડો ચીરો કરવો ચીરાની લંબાઇ લગભગ ૧ થી ૨ ઈંચ હોવી જોઇએ. ચીરો ભેળો ન થઇ જાય અને ખુલો રહે તેટલા માટે તેની અંદર એક નાની કાંકરી મુકવામાં આવે છે પછી તે ભાગને માટીની અંદર દાટી દેવો જો કુંડાની અંદર વાવ્યું હોય તો તેને કુંડાની માટીમાં દબાવવામાં આવે છે. પછી તેની ઉપર માટી નાખવી. માટી નાખ્યા બાદ તેની ઉપર પથ્થર મુકવો કે જેથી જમીનની અંદરથી અગર તો કુંડાની અંદરથી જ્યારે પાણી પાઇએ ત્યારે જમીન ભીની અને પોચી પડે છે ત્યારે બહાર આવી જાય છે બહાર ન આવવા માટે વજન મુકવામાં આવે છે લેઅરીંગ કરી લીધા પછી પાણી પાવામાં આવે છે. ડાળી એવી પસંદ કરવી કે વાળતી વખતે ભાગી જાય નહિ લેઅરીંગ કરતી વખતે એટલી સંભાળ રાખવાની છે કે ચીરો બરાબર બેગલો આવવો જોઇએ બાકી રહ્યા પછી તેને કાપી કુંડામાં કાયમ રોપ તરીકે રહેવા દે છે. જ્યારે ડાળીને મુળીઆ આવે છે ત્યારે તેને ઝાડથી જુદું કરવામાં આવે છે.

આંખ ચડાવવા વિષે ( Budding )—નવા રોપ બનાવવા માટે ઝાડની ડાળી ઉપર આંખો હોય તેને લઈ લેવામાં આવે છે. અને એકજ જાતના રોપ ઉપર બીજા તે વર્ગના રોપ ઉપર આંખ ચડાવી કરવામાં આવે છે. તેને બડીંગ કહેવાય છે દાખલા તરીકે નારંગીની આંખ લીંબુ ઉપર ચડાવવામાં આવે છે. ગુલાબની આંખ બીજી જાતના ગુલાબના રોપ ઉપર ચડાવવામાં આવે છે. બડીંગ કરવા માટે એક આંખ સારા રોપામાંથી પસંદ કરવી અને તેને Budding knifeથી કાપી લેવી. જે રોપને કલમ કરવી હોય તે રોપની ડાળની છાલ એવી રીતે કાપવી કે તેનો આકાર અંગ્રેજી T ટી થાય છે તેવો થવો જોઇએ. અને બડીંગનાઇફ વતી તેને જે આંખ આપણે ચડાવવી પસંદ કરીએ તેની અંદર તે ચપ્પુની મદદથી ચડાવવામાં આવે છે અને પછી તેને કેળના રેસાવતી બાંધી દેવી આંખનો થોડો ભાગ ખુલ્લો રાખવો જ્યારે આંખની અંદરથી ડાળ ફુટે છે ત્યારે તેને કાપી નાખીને બીજે ઠેકાણે વાવવી હોય તો વાવી શકાય છે અગર તો તેને તે ઝાડ ઉપર થવા દેવામાં આવે છે. બડીંગ કરવાથી ફુલો તથા ફળો સારાં થાય છે. બડીંગ કરવાની

રીત ફક્ત વાંચવાથી થઇ શકવી ઘણીજ મુશ્કેલ છે પણ તે કોઇ પણ અનુભવી માળી પાસેથી શીખીને કરવું એ ઘણુંજ સહેલું અને સારૂં છે.

### બી વાવવાની રીત વિષે સાધારણ સુચના.

(૧) ક્યારા અગર કુંડામાં ભરાઇ રહેલું પાણી વહી જવા માટે માટી સાથે રેતી મેળવવી.

(૨) ક્યારા અગર કુંડાની ઉપરની જમીન બારીક હોવી જોઇએ.

(૩) સડી ગએલું ખાતર વાપરવું. કોહી ગએલ પાંદડાંનું ખાતર પણ ખાસ જરૂરનું છે.

(૪) ક્યારા અગર કુંડાની ઉપરની માટી સાથે ખાતર બરાબર ભેળવવું.

(૫) ખાતર ભેળવ્યા પછી હાથ ફેરવી જમીન એક સરખી કરવી.

(૬) કુંડાઓમાં બી ધીમે ધીમે વાવવાં.

(૭) બારીક બી હોય તો ઝીણી રેતી સાથે ભેળવવાથી ધાડાં પડતાં નથી.

(૮) દરરોજ અગર તો ત્રીજે દીવસે હવાની અનુકુળતા પ્રમાણે ધીમેથી પાણી પાવું જેથી બી ધોવાઇ જવું નથી.

(૯) ઘાને નીંદીને ચોખ્ખું રાખવું.

(૧૦) સખ્ત તાપથી અને વરસાદથી તેનું રક્ષણ કરવું.

(૧૧) બેરૂ ધાડું હોય તો આછું રાખવું.

(૧૨) બી વાવ્યા પછી તેની ઉપર માટી ઢાંકવી.

( અપૂર્ણ. )

---

## સડક ઉપર અગર ઘરની આગળ રોપવા લાયક ઝાડોનાં નામનું લીસ્ટ.

(૧) બાવા. (૨) સિલ્વરઓકનિમ્બા. (૩) કસુંજ. (૪) સીરસ. (૫) સાંસમ. (૬) વડ. (૭) સામ (૮) ઠીંગી ડીંગી. (૯) પીંપળો (૧૦) બોરી. (૧૧) ઉકણી. (૧૨) આંબો. (૧૩) ઘોડો લીંબડો. (૧૪) ખરસાણી. (૧૫) જાંબુડો. (૧૬) ચંદન. (૧૭) પાંગારા. (૧૮) અરીઠા. (૧૯) કામીઠ. (૨૦) ગુલમહોર. (૨૧) રોયડો. (૨૨) મહાગની. (૨૩) શીંવ અથવા આંબલી. (૨૪) પીંપળ. (૨૫) કરિયાવરી. (૨૬) બકાણ. (૨૭) ઉંબરો. (૨૮) આસોપાલવ, (૨૯) ચંપો. (૩૦) બીલી. (૩૧) તાડ. (૩૨) રબરનાં ઝાડ. (૩૩) ખાખરો.

વીસ ફુટે સુઆનું પાણી આવે છે. પ્રથમની અજમાયસ વખતે બોરીંગ મસીનથી વીસ ફુટ અઢી ઈંચ પાઈપ લઈ જવામાં આવી હતી અને ત્યારપછી સેન્ડ પમ્પથી નિચેની રેતી કાઢી નાખવામાં આવી હતી. રેતી કાઢી રહ્યાબાદ જમીન ઉપરની પાઈપમાં હેન્ડ પમ્પ બેસાડવામાં આવતાં તેમાંથી દર કલાકે આઠસો ગ્યાલન એટલે લગભગ ૦ાા કોસનું પાણી આવ્યું હતું આટલું પાણી ઘરના ઉપયોગ માટે તેમજ નાના બગીચા માટે પુરતું થઈ પડશે. જયુદન ફાર્મ ઉપર તે વર્ષે ચણા તમાકુ, ડુંગળીના પાકને પાણી આપવા માટે આજ પમ્પનો ઉપયોગ કર્યો હતો. એવું ફાર્મ સુપ્રિન્ટેન્ડેન્ટ મી પાનસરેનાં કહેવાથી જણાય છે. આ પ્રમાણે ટ્યુબવેલ અને પમ્પ સાથે રૂ. ૧૦૦) નો ખર્ચ થયો હશે. એમ અડસટ્ટો કાઢવામાં આવ્યો છે. આથી પણ ઓછા ખર્ચમાં અનુકુળ જગ્યાએ આધુનીક સાધનોવડે ટ્યુબવેલ બનાવી શકાય તેમ છે. ત્યારપછી બીજે વર્ષે એજ ફાર્મની પાસેની ધર્મશાળા પાસે બનેસ કુા૦ તરફથી મગાવવામાં આવેલાં ટ્યુબવેલ કરવાના મસીનથી બીજો ટ્યુબવેલ કરવામાં આવ્યો હતો. આ મસીનથી ફક્ત એકજ દીવસમાં ( આઠ કલાકમાં ) બે મંજુરોએ વીસ ફુટ પાઈપ જમીનમાં ઉતારી હતી અને તેમાં પણ પમ્પ મુકી જોતા પાણી આવ્યું હતું ગયે વરસે આ પમ્પ ચાલુ હતો વટેમાર્ગુ તથા ફાર્મના માણસોને થોડી મહેનતે પીવાનું પાણી પુરૂં પાડતો હતો. દુષ્કાળ વીગેરેના કારણથી ઉપરનું સુઆનુ પાણી બંધ થઈ જાય ત્યારે આવા નછીછરા એટલે સુઆ જેટલી ઉંડી જગાએ આવેલા પાણીથી ટ્યુબવેલ ચાલી શકતો નથી. એ વાત ખુલીજ છે માટેજ બોરીંગ મસીનથી ઘણે ઉંડે પાણીના સારા અને મોટા વળામાં ટ્યુબવેલ કરવાની પાઈપ લઈ જવી. આ પાણી પણ સુઆનુ પાણી જ્યાં સુધી ચડયુ હશે ત્યાં સુધી ઘણે ભાગે આવશે. અને ત્યારબાદ તેમાં પમ્પ બેસાડવો. આમ કરતા પ્રાથમિક ખર્ચ વધુ થશે- ખરો પરન્તુ પાણીનો જથ્થો વધુ મળશે. અને હમેશા ચાલુ રહેશે તથા તદન નિરોગી અને સ્વચ્છ પાણી મળી શકશે તેમજ નાના બાગ બગીચા માટે પણ વધારે સગવડતા ભરેલું થઈ પડશે. યાંત્રીક શક્તિનાં જમાનામાં આપણે પ્રવેશ કરીએ છીએ. એટલે થોડા વર્ષો વખતમાં આગળ વધેલા ખેડુતો પોતાના પાકને માટે મોટા ટ્યુબવેલો બનાવી યાંત્રીક રહેંટથી પાણીનો ઉપયોગ કરે એ બનવા જેવુ છે.

---

## અનેનાશની ખેતી.

અનેનાશની મૂળ નિપજ અમેરિકા ખંડની છે આપણે ત્યાં તેને લોક અનેનાશ કહે છે આપણા દેશમાં બંગાળા દક્ષિણ એ ભાગોમાં થાય છે. અને આપણા નવસારી પ્રાંતમાં ગણદેવી તાલુકાની અંબીકા નદીના કીનારાના કેટલાક ગામે લોકો પોતાની વાડીમાં પરચુરણ છુટા છવાયા રોપે છે. પણ મુખ્ય પાક તરીકે અનેનાશની ખેતી કરવાથી કે વાડી અને બાગ બનાવનારાઓ થોડી મહેનત થોડા ખર્ચે અને થોડા વખતમાં મોટો લાભ મેળવી શકે એમ હોવાથી અનેનાશનું ઝુન કેવી રીતે કરવું તેની વિગત આ નીચે લખવામાં આવી છે.

એ પ્રમાણે સજવીજ ચાલુ રહેથી ત્રીજે વરસે માહ, ફાગણ માસમાં ફુલ આવે ત ફળોનું રક્ષણ અને પાક તે જેમ પોસાતું જાય તેમ અનેનાશના છોડનાં પાંદડાનાં ને બાંધી લેવા કે જેથી ઊંદર, સુકા ખીસકોલી, એ વગેરે જાનવરે નુકશાન કરી શકે નહી જેઠ અષાડ માસમા ફળ પોશાઈ મોટા થઈ રંગપર ચઢે એટલે ફળ તૈયાર થયું સમજવું અને તૈયાર થયેલા " ફળ " ને દાંડા સાથે તોડી લેવું. એટલે ફળ તોડી લેતા મૂળ છોડ મરી જાય છે અને તેના મુળમાંથી નવા છોડ તૈયાર થાય ત એટલે રોપાની જરૂર પણ રહેતી નથી એના પાંદડાંના રેષા પણ કાઢી શકાય છે.

ફળ અને બીનો ફુટની માફક ખાવાના કામમાં આવે છે તેમ મુરબ્બો ઊત્તમ ઉપજ નિપજ તથા જાતનો બને છે તેમ ચપન દારૂ પણ થાય છે.

ઉપયોગ.

૧. વાડી કે બાગમાં જે ફુલ ફળના ઝાડ તૈયાર કરવા હોય તે એનીજ સાથે તૈયાર થઈ શકે છે.

૨. દર વીઘે લગભગ ૨૫૦૦ નંગ ઊતરે છે જેની સાધારણ ઉપજ રૂા ૩૦૦) આપે છે

૩. ફળની નીચે પીલા પીલામાં લગભગ ૧૦૦૦૦ દશ હજાર ઊતરે છે તેની આધારણ ઉપજ રૂ ૫૦) ની છે.

૪. કેળા પપૈયા અનેનાશ સાથે રૂ ૧૦૦) ઉપજ થઈ શકે છે

૫. અનેનાશના રેષા દરે વરસે લગભગ રૂ ૨૫) ના કાઢી શકાય છે.

૬. દર સાલ નવું બીજ રોપવા જરૂર પડતી નથી.

૭. અનેનાશ સિવાય બીજા ઝાડો આફુસ, કંટ્રી આંબા લીંબુ, ફણસ, ફણસ, નાળીએરી, સોપારી વગેરે.

ઝાડની જે ઉપજ થાય તે એકંદર અનેનાશની ખેતી કરનારાઓ થોડા ખર્ચમાં સારે લાભ મેળવી શકે છે માટે તે ઉપર દરેક જમીન ધારણ કરનારા ધ્યાનપર લેશે એવી આશા છે જેમને પીલા વિગેરે માહિતી એમની હશે અગર અનેનાશ રોપવા ઇચ્છતા હશે તેમને દરેક માહિતી અને મદદ આ તરફથી આપવા કે અપાવવામાં આવશે.

મુ—ગડત.<br>તાલુકે—ગણદેવી<br>તારીખ ૨૦—૩—૧૯૧૭

નારણજી મોરારજી ખડતકર.

કોસ ચાર ચાલુ રખાવ્યા હતા. પણ કલાક દોઢ કલાકમાં ઉપર લેવલ સુધી પાણી આવી ગયું ચાર કોસ તે રાતના તથા બીજા દીવસના આખુંને ચાલુ રાખ્યા હતા પણ લેવલથી અડધા પુણા ફુટથી પાણી બીલકુલ નીચે જતું નહોતું બીજે દીવસ સાંજના કોસ બંધ કરી રાતના એમને એમ રહેવા દીધુ પછી બીજે દીવસે પાછા બે કોસ ચાલુ રાખ્યા હતા. હ મણા હરરોજ વહાણાથી સાંજ સુધી બે કોસ ચાલુ રહે છે પણ લેવલથી પાણી બીલકુલ ખસતું નથી. પાણી નદીના જેવું સ્વાદમાં લાગે છે. અનુભવી ખેડુતોના કહેવા પ્રમાણે તે પાણી બંધારનું નથી. પાણી સારૂં છે એમ કહેવું છે. પણ મારો વિચાર તે પાણી પુના લેબોરેટરીમાં મોકલી પૃથક્કરણ કરાવવાનો છે. તે ઉપરથી સમજ પડશે કે કયા કયા તત્વો તેમાં રહેલા છે. તેનો રિપોર્ટ આવ્યા પછી આપના ઉપર મોકલી આપીશ હવે ચાતા બંધાવ્યા પછી છ અગર આઠ કોસ બે દીવસ ચાલુ રખાવા જેવો વિચાર છે કે કેટલા કોસનું પાણી પુરૂં કરે છે અને કેટલા કોસે પાઇપ ખુલી થાય છે તે જોયા પછી આપને લખી જણાવીશ એટલે હોર્સ પાવરનું ઇન્જીન તથા સેન્ટ્રીફ્યુગલ પંપ મુકવો.

તે આપ લખી જણાવવા મહેરબાની કરશો. અસારે ચાર ઇંચનો પાઇપ પુરો ભરેલો આવી જોરમાં બે ફુટ ઉંચો ઉછળે છે તો પાણીનું જોર હજુ પણ તે વળામા વધારે હોવું જોઇએ. એમ માલમ પડે છે તો હમણા નહિ તો પછી પણ બીજો હોલ ત્રણ ઇંચ અગર ચાર ઇંચના પાઇપનો મુકવામાં આવે તો બને હોલ બરાબર ભરી આવે ખરા. તો પાણીનો ઘણો જથ્થો મળી શકે. કુવાના લેવલ હાલમાં કુવાના મથાળાથી ચોવીસ ફુટ છે પાણી ઉપરના કુવાના મથાળાથી ૪૨ ફુટ છે એટલે પાણીનો જથ્થો ૧૮ ફુટ કુવામા રહે છે. કુવાનો અંદરનો ગાળો પોણાનેર ફુટ છે. આટલી હકીકત આપને જાણવા સારૂ લખી છે. નીચેની હકીકત મારા અનુભવમાં જે આવી છે તે જણાવું છુ કારણ તેથી બીજા કોઈ બોરીંગ કરાવનારને કદાપી લાભ થાય.

દેસી સાનડીથી પાણી કરેલું છે. પાણી થયેલું છે. પણ વચમાં વચમાં રેત ભરાઇ જાય છે એટલે પાછો સાંગ નાંખી પાણી કરવું પડે છે. પાછો કોસ બંધ થાય છે કે પાણી બંધ થાય છે પાછું તેનું તેજ કરવું પડે છે કારણ ઠેઠ સુધી પાઇપ નહી એટલે વચમાં રેતીના વળા પણ આવે ને કાંપથી કાઢી કરી તે વધુ સારડો ચલાવતા બંધ કરી દે અને નીચેનું પાણી ઉપર આવે પણ પેલો કાંપ ખસી જાય એટલે પાણીના આવવાના મારગમાં રેતી ભરાય એટલે પાણી બંધ થાય પાછી સાંગ નાખવામાં આવે એટલે રેત ડોળાય એટલે પાણી આવતું થાય અને કોસ બંધ થાય એટલે પાછી રેત ભરાય એટલે દેસી સારડામાં આવી આવી હરકતો ઘણી છે તેના બદલામાં સરકારી સારડામાં ઘણું સુગમ અને સારું કામ થાય છે, તેમાં તો શક નથીજ પહેલા કાંઇક ખરચ વધારે થાય છે પણ પાછળથી ઘણુંજ સસ્તુ પડે છે. હવે મારા તે કુવામાં સરકારી સારડો મુકવા માટે બોરીંગ ઓવરસીઅર સાહેબને મેં અરજી કરી છે તે દસ બાર દીવસમાં ચાલુ થશે. પછી હવે તેનો જે અનુભવ થશે તે આપને લખી જણાવીસ એજ શેરડી રોપવા વિષે આપને મેં લખેલું અને તેમાં લીંબુડીના છોડ નાંખવા વિષે લખેલું પણ મારા ખેડુતના કહેવામાં એમ હતું કે જ્યાં સુધી ધરાનું પાણી પાઇપ ખોલી જોયો નથી ત્યાં સુધી કશાપી નહીં થાય કારણ પાણી ખરાબ નીકળે તો નુકસાન થાય તેટલા માટે હવે વૈશાખ મહીનામાં સાંખ્ય મુકી શેરડી કરવા વિચાર છે. કારણ પાણી સારૂ તેમજ પુરતા જથ્થામાં મળેલું છે. તે વખત લીંબુડી પણ નાખવા વિચાર છે. એજ અરજ કામકાજ ફરમાવશો તસ્દી આપી છે માટે માફ કરશો.

લી. સેવક માણેકલાલ ભોગીલાલ.

---

જેનીવાણી વિઠ્ઠલ ગોરીસ.

લીંબડી. તા. ૧-૧-૧૯૨૫૭

રા. માણેકલાલ ભોગીલાલ. મુ.—અમદાવાદ.

તમારો તા. ૧૦-૧૨-૧૬ એ કાગળ મળ્યો છે હું આગાઉમાં હતો તેથી જવાબ મોડો લખાણો છે તમામ કુવાઓ નડીઆદનો સરકારી બોરીંગ ઓવરશીયર પાસે ચાર ઇંચને બોરીંગ કરાવ્યું અને તેથી કુવામાં પાંચ કોસના પાણીની આવક થઇ તે જાણી ઘણોજ સંતોષ થયો છે તમારો લેખ બોરીંગ સંબંધીના અનુભવનો બધા લોકોની જાણને માટે અમારા માસીકમાં છાપ્યો છે પાણીનું સુખ કરનાર બોરીંગ કામવાળા ખેતી મહેકમનું અને બધા સ્વભાવના હોય તો ખેડુતોને આશીર્વાદ રૂપ થઇ પડે છે તમોએ ઓવરસીયરને માટે વખાણ લખેલા છે તે વાંચ્યું તમોને પુરતો સંતોષ આપ્યો છે એમ લાગે છે અને તે આનાના કાગળને પુરા અનુભવના હોતા નથી તેને બોરીંગે રહેતું નહિ તે સંજોગે પણ તમોએ ખુલાસો મારો કરેલ છે. હવે તમારા કુવામાં પુરતું પાણી થયુ છે તો હવે વૈશાખ મહિનામાં શેરડીના વાવેતર સામે લાંબુનું વાવેતર કરશો તો હરકત આવશે નહિ કારણ કે પાણી મીઠું છે કેરી નાંખવાથી કામ લેવા કાનાં શરૂઆત આ મના બોરીંગ વખતી કામ

કરવા જે ભલામણ કરીએ તે વાજબી છે કારણ કે તેનાથી બોરીંગ કામ કીફાયત અને સારૂં થાય છે. ખેતીમાં પાણી બહુ ઉપયોગનું છે વરસાદ પુરતો વરસતો નથી ત્યારે વારે-વાર થઇ શકતા નથી પણ કુવા વીગેરેમાં પુરતા પાણી હોય તો વરસાદની અસર થોડી થાય છે અને ખેડુત અને જાનવરનો નીભાવ કરી શકાય છે માટે તમે જે બોરીંગનો અનુભવ કરેલ છે તેથી અમે ઘણા ખુશી થયા છીએ અને તેવી રીતે બોરીંગથી પાણી કરવા તમામ ખેડુતોને અમારી ભલામણ છે.

કુમેરરાય બી. અંજારીઆ.
ખેતીવાડી વિદ્યાનના અધિપતિ

---

## માસિકોના અભિપ્રાય.

" નાગર-ઉદય "—આ માસિકનો પુસ્તક ૨ જાનો અંક ૧–૨ અમોને અભિપ્રાય અર્થે મળ્યો છે. માસિકના એડીટર રા. ગજેંદ્ર ભોળાનાથ દિવાનજી બી. એ. પનાલાલ 'ટેરેસ ગ્રાંટરોડ' મુંબઇમાંથી બહાર પાડે છે. લેખો જોતાં ઘણા સારા અને આનંદ છે વળી નાગર જ્ઞાતિને માટે માસિક બહાર પાડવા જેવું છે આવાં કોઈ પણ માસિકો બહાર પડતાં નથી તેથી જ્ઞાતિને ઘણું સુખ રા. ગજેંદ્રભાઇએ કરી આપી સેવા કરે છે તેમ માટે આપણે ઘણાજ ઉપકારી છીએ. માસિકનું લવાજમ ફક્ત રૂ. ૨–૦–૦ ગણવામાં આવ્યું છે.

---

## જાહેર ખબર.

અમારા સુજ્ઞ ગ્રાહકોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે અમોએ હાલમાં લડાઇને લીધે કાગળો ઘણા મોંઘા હોવાથી માસિકનું લવાજમ ૧ાા વરસથી રૂ. ૨ રાખ્યું છે તો આ લવાજમથી ઑગસ્ટનો અંક ૧ લો સર્વ ગ્રાહકોને વી. પી. થી મોકલવામાં આવશે તો સ્વીકારી લઇ આ માસિકને ઉત્તેજન દેવા પ્રેરણા કરશો. વળી આવતા નવા વરસમાં ભેટનું પુસ્તક પણ કાઢી શકાય એવી સ્થિતિ નથી તો તે માટે અમારાં સુજ્ઞ વાંચકો માફી આપશો એવી આશા રાખીએ છીએ

## વિષયોની અનુક્રમણિકા

# અંજારિયાની ખેડુતોએ નિરંતર સ્મરણમાં રાખવાની શિખામણ.

૧. હમેશાં મળસકામાં ઉઠીને ખેતરપર કામ કરવા જવું.
૨. વાડણી કે નરણી કરીને તુરત તુરત ખેતર ખેડી નાંખવું.
૩. ખેતરે ખાલી ન જવું પણ ખાતરનું ગાડું ભરીને જવું.
૪. ખાતર વગરની સુકી ખેતી કરવી નહિં
૫. બી સારૂં સંઘરી રાખવું બજારમાંથી વેચાતું બી લેવું નહિં.
૬. પોતાનાં કુટુંબનાં માણસને બાર માસ ચાલે તેટલું અનાજ સંઘરવું.
૭. પોતાના બળદ તથા દુધ દેનારાં જાનવરો માટે બાર માસનું ચારોડું
૮. બે વરસની ઉપજ કે ચાલીસીની રકમ ઘરમાં રાખવી.
૯. કરજ કરવું નહિં અને વ્યસન કરવું નહિં.
૧૦. શીમંતવરાજનમાં તેમજ બાપાપનાં કારજ માટે કરજ કરવું નહિં ને ગજા ઉપરાંત ખર્ચ કરવું ફુલણજી થવું નહિં અને ખોટી વાહવાહ કેવરાવવા લલચાવું કે હરખાવું નહિં
૧૧. ભાગ રાખી ખેતી યા કોઇપણ ધંધો કરવો નહિં ભાગીવામાં તકરાર થાય છે ને કુસંપ થતાં પરિણામ બુરૂં આવે છે.
૧૨. રાજદરબારમાં જેમ પોહુંચાય તેવું વર્તન રાખવું. "જે જાય દરબાર તેનાં જાય ઘરબાર."
૧૩. નાતરાંની ઓરત કે નાવડી લાવવાંમાં વધારે પડતું નોણું દેવું નહિં.
૧૪ ખેતીમાંથી ખરચ કાઢતાં પૈસાનો વધારો પડે તે પોસ્ટ ઓફીસની સેવીંગ્સ બેન્કમાં રાખવો તેનું વ્યાજ ત્રણ ટકાનું દર સેંકડે દર વરસે મળે છે ને જોઇએ ત્યારે તે રકમ ઉપાડી શકાય છે.
૧૫. વેપારી સારા ગુણના અને પ્રમાણીક હોય તો જ તેની સાથે નાણું દેવા લેવા વહેવાર રાખવો.
૧૬. પોતાના રાજા કે અમલદાર સામું કદીપણ થવું નહિં ધાસ કે ખોટ કે અપમાન ખમીને પણ તેને તાબે રહેવું ને હુકમમાં રહેવું.
૧૭. વ્યભિચાર કે ચોરી કરવી નહિં ને જુગારી બનવું નહિં.
૧૮. દારૂ પીવો નહિં ને ભાંડ ભવાયા કે નાટક નટના ખેલ જોવામાં પૈસો ઉડાવવો નહિં.
૧૯. પોતાનાં છોકરાંને ભણાવવા ખાસ ફીકર રાખવી.
૨૦. પોતાનાં ઘરની મુડીથીજ કોઇપણ ધંધો કરવો નહિં.
૨૧. ૧૦ ગાઉ કે દુર ગામના જમીનવાળાએ હમેશાં પોતાના ગામમાં જવું અને ઝાડ વાવવાં.

૨૨. બનતાં સુધી ખેતર કે ગોંગમાં ઘર કરીને રહેવું.

૨૩. વાવણી લરણીની-કે કાલાં કપાસ છોરતા વીણવાની મોસમમાં મજુરીનો દર વધુ આપી મજુરોને તેડવા કોશીશ કરવી નહિ તેથી ગામને પૈસાનું નુકશાન થાય છે.

૨૪. બાગ કે વાડી ને ખેતરને વાડ કર્યા વગર વાવેતર કરવું નહિ.

૨૫. ઢોર બાંધવાનાં ઘર તથા પોતાનાં ઘર સાફ રાખવાં જેથી જાનવર તથા ઘરનાં માણસોની તન્દુરસ્તી રહે. બળદોને ખરેરો કરવો તથા દર અમાસે ધમારવા રીવાજ રાખવો.

૨૬. ખેડુતે તથા તેનાં સ્ત્રી છોકરાંએ હમેશાં એકવાર નાહાવું અને આઠ દિવસે લુગડ ધોઇ નાંખવાં.

૨૭. પરમેશ્વરનું હમેશાં આખા દિવસમાં કોઇપણ વખતે ભજન કરવાનું ચુકવું નહિ.

૨૮. જાૂઠું કદી બોલવું નહિ ને કોઇની ઇર્ષા કે અદેખાઇ કરવી નહિ.

૨૯. ખેડુતોએ ફુરસદનો વખત જરાપણ નકામો જવાદેવો નહિ

પથારીમાંથી ઉઠીને નિત્ય ઉપરના મહામંત્રનો પાઠ કરી જવો ને પછી કામધંધે લાગવું.

ખેતીવાડી વિજ્ઞાનના આધીપતિ,
હુલેરાય છોટાલાલ અંજારીઆ.

# ખેતીવાડી વિજ્ઞાન.

પુ.૬ ઠું.] અષાઢ જુન, ૧૯૧૮ [ અંક ૧૧ મો.

## ઈશ્વર સ્તુતિ.

वनझारा ताल ३

जगदीश मैं शरण तुमारी,
प्रभु सुनिये विनति हमारी; ॥ टेक ॥
यह पांच विषयकी धारा,
सब बहा जात संसाराजी;
करुणा कर पार उतारी, ॥ १ ॥ जग०
पंछी जिम जाळ अधीना,
तिम जीव कर्मवश कीनाजी;
मोहे कीजिये वेग उवारी, ॥ २ ॥ जग०
तन धन सुत बांधव नारी;
सब झूठ जगतकी यारीजी;
तुम बिन नाहि को हितकारी, ॥ ३ ॥ जग०
यह प्रबल तुमारी माया,
जामें जीव फिरे भरमायाजी;
ब्रह्मानंद करो प्रभु न्यारी, ॥ ४ ॥ जग०

# સુન્દર સાંતીડું.

ક્યો ભેગો બે બળદીઆ રે, તારા પુનના ખેતરે પાગ,
વાલીડા પુનના ખેતરે વાગ,
રાશ તો જ્ઞાનની કરીએ, મત પારશે શ્રેષ્ઠ હાથ,
સાથીડા જોડીને સંભાળીએ. ટેક.
પહેલે ગુણ પધારીએ રે, તારા કાળના ગુડા કઢાડ,
વાલીડા કાળના ગુડા કઢાડ,
બીજે પાડીએ રે, નીજ નામનુ રે, તરી પાપ સમુળા જાય;
સાથીડા જોડીને સંભાળીએ
ત્રીજી ગણુત્રી ત્રીકમ નામની, તારી તૃષ્ણાઓ ઓરની ટાળ,
વાલીડા૦
ચોથી ગણુત્રી ચતુર્ભુજ નામની રે, તારું ખેતર આવ્યું હાથ;
સાથીડા૦
ખેતર આવ્યુ તારે પોઠીક થયો રે, તારો મનનો માળો બાંધ,
વાલીડા૦
આ ગોફણ તો જ્ઞાનની કરીએ, પ્રેમના ગોળા ફેંકાર,
સાથીડા૦
ધણી તો આવ્યો દાળવા રે, તારી ટગર ભરેલી ટોય,
વાલીડા૦
ખાઓ પીઓ ધન વાપરો, એના ભોગ ભગવાનને હોય,
સાથીડા૦
કહે અખો તમે ચેતજો રે, આરે ચેતો નર ને નાર,
વાલીડા૦
આ ધન જોબનને જરાએ, ન જાતા લાગે વાર,
સાથીડા૦
( સુદર્શન ) ~ }
અખો.

-

૫. લાકડાની મોઘારત
૬. કાથમાની અછત
૭ પાદડા છાલ સુળીઆ ફુલ ફળ બી ગુંદરની અછત ને મોઘારત
૮. જગલમા પેદા થતી જડીબુટી ઔષધી ઇમારતી લાકડા કાથો વિગેરેની અછત
૯ લાખની અછત

ઉપર મુજબ જગતમાથી થતી અનેક વસ્તુની મોઘારત ઝાડનો નાશ થવાથી થઈ છે આપણને બળતણ હમેશની વપરાસની ચીજ મળતી નથી તેની અછતને લઇ મોઘવારી જણાય છે પણ ઉપર મુજબ દરેક વસ્તુ ઝાડનો નાશ થવાથી મળતી નથી અને મોઘી થઇ છે માટે મારી બે હાથ જોડી રાજા મહારાજાઓને અને શ્રીમત શેઠીઆઓને અને જમીનદારોને વિનતી એટલી જ છે કે—તમો ઝાડી વધારો જ્યા જ્યા નકામી જમીન હોય તો ગમે તે જાતનુ ઝાડ થતુ હોય તેની સખ્યા વધારો તે માટે રાજ્યની ઉપજમાથી દસમો ભાગ ખરચ કરો અને તે કામ કરનારા નોકરો વધારો યા નવા રાખો અને લાંબા વરસની પટા કરી આપી ખરાબાની જમીનોમા ઝાડ વાવવા તમારી વસ્તીને ઉત્તેજન આપો અને નવા ઝાડ વાવનારને ઈનામ આપો

પણ ઝાડ કે જગલ જેમ બને તેમ હવે ઝાઝા કરો તો ઝાડ નાશ કરવાનુ જે પાપ કર્યું છે તેનુ પ્રાયશ્ચીત થઈ જશે અને નવા ઝાડ થાય તે કાપવાનુ બંધ રાખવાનુ કરશો એટલે નવા પાપના ભાગી નહિ થાઓ

જગનીયતા પ્રભુએ નિર્માણ કર્યું છે કે—જે માણસ જીદગી ભરમા જેટલા ઝાઝા ઝાડ વાવશે તેટલો તે સુખી થશે ને લાબી જીદગી ભોગવશે હવે ઘણા ઝાડ કાપ્યા ઘણા જ ઝાડોનો નાશ કર્યો અને પાપ બાંધવામા પાછુ વાળી જોયુ નથી તેનો બદલો હાલ જે જે દુ:ખો પડે છે તેથી વળી ગયો છે ગામો ગામ પ્લેગ ચાલ્યુ તેમાથી બચવા બીજે ગામ ગયા ત્યા ઉંદર પડયા ને પ્લેગ ચાલ્યુ. ત્રીજે ગામ ગયા તો ત્યા પણ તેમજ **'ઘરના બાળ્યા વનમાં ગયા તો વનમાં લાગી આગ'** આમ જ્યા માણસો મોતથી ડરીને ગયા ત્યા મોત તો પાછળને પાછળ જ તેમના માથા પર રહ્યું ધધા રોજગાર બંધ કર્યા, હતી તે મુડી જ્યા ત્યા ફરવામા ખાઈ ગયા કેટલાએ પ્લેગથી દીકરા, સ્ત્રી, ભાઇ, માતા, પીતા ગુમાવ્યા નોકરોએ નોકરી ગુમાવી તોપણ દુ:ખનો પાર રહ્યો નથી મરનાર સગાની લાસને ઉપાડવામા ભાઇ ભાઇનો નથી રહ્યો અને બાપ દીકરાનો નહિ સ્ત્રી ધણીની રહી નથી આવી બીક મોતની લાગી અને મરનાર મારો પુત્ર પીતા માતા સ્ત્રી ભાઇ કે બેન હતી તેનુ પણ ભાન રહ્યું નથી આ કેવો સ્વાર્થ ને કેવી ખોટી પ્રીતિ।

આ ઉપરથી સર્વ વાચનાર બંધુઓએ ધ્યાન લેવાનુ છે કે કોઇપણ મહાન પાપ આપણે કર્યું છે ને કરીએ છીએ તેના ફળ ભોગવીએ છીએ તેમાનુ એક ઝાડનો નાશ કરવાનુ મહાન પાપ છે તેનો નાશ કરવાનુ પાપ તથા બીજા પાપ કરવાનુ બંધ કરી સોગન ખાઈ હવેથી પુણ્યને રસ્તે ચડશે ને દરેક ચોમાસા ઝાડ વાવવાનુ કરી થયેલ પાપનુ પ્રાય

ગીત કરશો અગર પરંતાવો કરશો તોપણ ભવિષ્યમાં સુખી થશો. હે મારા ભાઇઓ, સુખ-કલ્પના કર્તા આપણે છીએ તો આપણે હાથની બગતણ વીગેરેની મોંઘવારી કરી છે તે દૂર થાશી ને ઉછેરવાનું સાહસ કરી જાતની સંખ્યા વધારવા તરફ લક્ષ દેશો તો પુષ્પ પેઠે ને તમે સુખી થશો. તથાસ્તુ.

તા. ૧ માર્ચ ૧૯૧૮ લીંબડી. } ડુલેરાય સી. અંજારીયા. ખેતીવાડી વિજ્ઞાનના પ્રકાશક.

---

# સહાયકારી મંડળીની જનરલ સભામાં થએલાં ભાષણો.

( માહે એપ્રીલ ૧૯૧૮ના અંક ૯ માથી ચાલુ. )

( ખેડુતોમાં જાગૃતી લાવવા બાબત પટેલ ભીખાભાઇનું વિવેચન )

મે. પ્રમુખ સાહેબ અને ખેડુત સહાયકારી મંડળના પ્રમુખ પંચ અને અન્ય સદસ્યો—

જુની પુરાણી એક કહેવત આપણામાં ચાલી આવે છે કે ઉત્તમ ખેતી મધ્યમ વ્યાપાર કનીષ્ટ નોકરી. પરંતુ આપણે કેવા જબરા છીએ કે તે કહેવતને ખોટી પાડી બતાવીએ છીએ જે ખેતી ઉત્તમમાં ઉત્તમ છે અને દુનીયાના લગભગ ૮૦ ટકા જેટલા માણસોનો જેના ઉપર આધાર રહેલ છે તેવી ખેતીને આપણે કેવી અધમ દશામાં મુકેલી છે, અને આધાર મધ્યમ છે તેને આપણીઓએ ઉત્તમ રીતે ખીલવી પોતાનું ખેતી કરતાનું ઉંચી પણું બનાવી રહ્યા છે અને જે નોકરી કનીષ્ટમાં પણ કનીષ્ટ કહેવાય છે તેને સર્વોત્તમ બનાવવામાં નોકરી કરનારાઓએ કચાશ રાખી નથી ત્યારે ભાઇઓ આપણે જાણતાં છીએ પરા પણ ને આપણી અધમ દશા કરવામાં જ જબર દર્યા, આપણે ઘણો વખત ઘેર નીંદરમાં સુતા પણ હવે પધારે રમત એ તેવી રીતે સુઇ રહેશું તો જે જગતના મનુષ્યોનો આધાર આપણી ખેતી ઉપર છે તેની દશા શાય તે કહેવું પડ્ડ અઘરૂં છે. અત્યારે આપણે દુનીયાની નજરમાં તીરસ્કાર પાત્ર ગણાઇએ છીએ તે કાંઇ ખોટું નથી. માટે ભાઇઓ જાગો અને જુઓ કે જગત કેવી કેવી પ્રગતી કરી રહ્યું છે તે તરફ નજર કરો એટલું જ નહિ પણ તે પાઠ તમે શીખો. વેપાર કરવામાં રેલ્વે, જહાજ, આગબોટ, મોટરો, ટ્રામ, ગાડીઓ, તાર, ટેલીફોન, પોસ્ટ ખાતું વીગેરે વીગેરે કેટલાં બધાં મદદગાર થઇ પડ્યા છે. અને તેને લીધે વેપાર આવ્યો છે તેથી જ પોતાની મધ્યમ દશામાંથી ઉત્તમ દશા પ્રાપ્ત કરી છે. નોકરી કરનારાઓને પ્રમોશનો, પેન્સનો, અને પ્રોવીડન્ટ ફંડો એ કેટલા બધા ઉત્તેજન કરી તેનો મોભો વધારી ઉત્તમમાં ઉત્તમ સ્થીતીએ આવેલ છે. પરંતુ જો હું ભુલતો ન હોઉં તો, હું ઘણા પગારના નોકરોની સ્થીતી ખેડુતના જેવી દયામણી જ છે, ત્યારે દુનીયામાં આરથી બધા કેસરર થયા અને પોતાના ધંધાની ઉન્નતી કરતા સર્વ કોઇ

મોંઘી પડ્યા ત્યારે ખેડુતોએ પણ કાંઇ સુધારો કર્યો હોવો જોઇએ આપણો સુધારો કુધારા ના રૂપમાં ફેરવાઇ ગયો છે. ખેડુતને મજબુત કપડાં પહેરવાના હોય તો વધારે વખતચાલી શકે અને ખર્ચનો બચાવ થાય ત્યારે આપણે પોતાની ખેતીથી ઉત્પન્ન કરેલા-કપાસનું રૂ કરી પીંજાવી કંતાવી વણાવીને મજબુત લુગડા વાપરવા તેને બદલે સાતવકું કપડું કરે તેહપણ ઘર વણાટ પાણકોરાની બરાબરી થઇ ન શકે તેવાં બમણા ત્રમણા પૈસા આપી ખરીદ કરી વાપરવા માંડયાં. ઘરનો ગોળ ખાવામાં કે આંગણે આવેલા-મેમાનોને પીરસવામાં શરમ આવે તેને બદલે વીદેશી ખાંડ સાકર ગોળથી બમણી કીંમતે ખરીદી વાપરવા માંડયા ઘરના દુજાણાના ઉત્તમ દુધ અને દહીંની સવારે નાસ્તો કરાવવાની જે રીત હતી તે તદન વીસારી મુકી ચહા કાફીનું ઉકાળેલું પાણી પાવાનો રીવાજ દાખલ કર્યો અને આપણો પુરાણો ધર્મ તજી દીધો. ભાઇઓ કોઇ એમ સમજશો નહિ કે આ બોલનાર માણસ તો જુની રીતને વળગી રહી તેમાં સુધારા કર્યા હશે પરંતુ એવું વલણ હોઇને લાચારીએ મારે પણ કેટલીક રીતોના કુધારા દાખલ કરવા પડયા છે અને જુની રીતોમાં સુધારા થઇ શકયા નથી કોઈ મહાશયનું કહેવું એવું થશે કે પોતે સુધારો કરો અને પછી બીજાને ઉપદેશ આપો. અલબત તે કહેવુ બરાબર વ્યાજબી છે. પણ કેટલા એક રીત રીવાજ એવા છે કે તે એકલાથી તેમ થઇ શકવા મુશ્કેલ છે અને કદાચીત તેમ કરવા જાય તો હાંસીને પાત્ર થવાય છે, આ જુદો વીષય હોવાથી મુળ વીષય ઉપર આવું છું.

તમે સર્વે કબુલ કરશો કે આપણો આપણો ખર્ચ હદ ઉપરાંત વધી ગયો છે અને ખેતીની પેદાશ બીલકુલ વધારી શક્યા નથી પ્રત્યક્ષ પુરાવો છે કે ખેતીની પેદાશ જો આપણે વધારી શક્યા હોઇએ તો રાજ્યનું આપણે માથેનું કરજ હજી કેમ આપી શકતા નથી જેમ દુકાળો પડયા હશે તેમ સારા વરસો પણ આવ્યા હશે ના? આવી સ્થીતી આપણે કેટલી ભયંકર છે તેનો વીચાર કરવા આપને જ સોંપીશ. માટે આપણે આપણા વધી ગએલ ખર્ચ ઉપર કાપ મુકવો, બ્યાજબી ખર્ચ કરવો ખર્ચમાં કરકસર કરવી તેમાં પણ ખાસ ધ્યાનમાં રાખવુ જોઇએ કે તે વધીને છેક કંજુસાઇ બની ન જાય તે ઉડાઉપણામાં ઉડાઉપણું થવું ન જોઇએ બરાબર રીતસર જ ખર્ચ કરવો. અને ખેતીમાં નવા નવા અખતરા કરીને જેમ જ થોડી મહેનતે વધારે કામ થાય તેવા હથીઆરો વાપરીને સારી ખેડ,ખાતર, વખતસરનો સુવો સાંભળી તેમજ માપમાં ખાડે બી વાવી કાળજીથી ખેતી કરવી જોઇએ અને ખેતીની પેદાશનો જે માલ વેચાઉ હોય તેનો બજારમાં સારો ભાવ લેવા,માટે ચોખો નમુનેદાર બનાવવો જોઇએ તેમજ બહારનો ભાવ જાણ્યા શીવાય વેચી નાંખવાની પણ ઉતાવળ કરવી પણ ન જોઇએ આમ કરવાથી સ્વભાવિક રીતે આપણી પેદાશ વધશે અને ખર્ચ ઘટશે એટલે જે રકમ બચત રહેશે તે આપીને માથે રાજ્યનો કરજ રૂપી બોજો ઉતારી શકીશું અને વીમાંથી મેળવી શકીશું તેમજ વફાદાર અને ગરજ ભક્ત પ્રજા ગણાશું, આપણે નીકામાં મુકેલા આપણા નેક નામદાર મહારાજા સાહેબ સેનાખાસ ખેલ ૧ નહી અને આપણને લાયક કરવા માટે મે. વ. અ. મા. ને ફરમાવતાં તેઓ સાહેબે આપણને મજબુત કરવા માટે આપણો હાથ પકડેલ છે તેમજ દરેગોને મોટા પણ કરવા નીકળ્યા કર્યો

# ફળ તથા ફુલનો ઉદ્યોગ.

જોઇએ તેટલી પ્રવીણતા અને શિક્ષણના અભાવે હિંદુસ્થાનમાં આ ઉદ્યોગપર હજુ જોઇએ તેટલું ધ્યાન અપાયું નથી. વખત સપાટા બંધ વહી જાય છે. અને જાપાનીઝ જેવી પ્રજા પોતાનો અર્થ સાધતી આગળ વધે છે. આપણે તો વખત ફેંકો છે. અને હવે આપણી પ્રવૃત્તી કેવી જાતની હોવી જોઇએ એ બાબતપર જરા પણ ધ્યાન આપવાને આપણે ના પાડીએ છીએ દરેક રીતે પરદેશી વ્યાપાર કેવી રીતે આપણા હાથમાં લઇ શકીએ એ બાબતના વિચારોનું મોટા પ્રમાણમાં આંદોલન થવાની જરૂર છે.

અહિંના એટલે હિંદુસ્થાનના ઘણા ભાગમાં ફુલ ફળાદીકની ખેતીને માટે વિશાળ ક્ષેત્ર છે. દક્ષીણ હિંદુસ્થાનમાં ફક્ત મહીસુરમાંજ આ ઉદ્યોગ તરફ કાંઇક પગલાં ભરાયાં છે, તેમજ હાલ પણ એ તરફ પ્રવૃત્તીનો વધારો કરવામાં આવ્યો છે. મહીસુર સરકારના ફરમાન મુજબ લાલ બાગના ક્યુરેટર મી. રામરાવ તરફથી ફળની ખેતીની તપાસ કરાવવામાં આવતાં, નિચેની વિગતવાર હકીકત બહાર આવી છે. આ હકીકત થોડે કે ઘણે અંશે આપણને પણ લાગુ હોવાથી નિચે આપવામાં આવી છે.

"દેશમાં ફળ આવાનો પ્રસાર હોવા છતાં આ ઉદ્યોગ તરફ શાસ્ત્રીય રીતે ધ્યાન આપવામાં આવ્યું નથી મહીસુરમાં કરવામાં આવેલો પ્રયત્ન નહિ જેવોજ છે. એક ગામમાં ફળની ખેતીને માટે રોકવામાં આવેલી જગા ચાર ગુંઠાથી વધારે નથી. અને ફળનું ઉત્પન્ન દર માણસે દર વરસે આઠ આનાથી વધુ આવ્યું નથી એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે. એજ રીપોર્ટમાં જણાવ્યા મુજબ ફળની ખેતીના વિકાશને માટે નિચેની અડચણો આવે છે.

૧. ફળની ખેતીને માટે રોકવામાં આવેલી જમીન તદ્દન થોડી છે.

૨. ફળ ઝાડના વર્ગ તથા જાત બાબત જોઇતી માહીતી સંપુર્ણ નથી.

૩. ફળ ઝાડની ખેતી તદ્દન કનીષ્ટ પ્રકારની છે.

૪. પાણીની કમ તરતા છે.

૫. મોટા બાગોની સંખ્યા થોડી છે.

૬. બહાર મોકલવાની સગવડો થોડી છે.

૭. ફળોને લાંબા વખત સુધી સાચવી રાખવાની કુતિથી લોકો અજાણ છે.

વળી દરેક ફળ બાગમાં કનીષ્ટ જાતો મોટા પ્રમાણમાં હોય છે તથા કનીષ્ટ જાત સારી તથા ઉત્તમ છે તે બાબતની માહીતી ઘણી થોડી હોવાથી ઉંચી જાતનાં ફળ પેદા થઇ શકતાં નથી.

બેંગલોરની આજુબાજુ ફળ-બાગના ઉત્પન્નનું કોન્ટ્રાક્ટ આપવાનો રીવાજ છે. આ રીવાજ કેટલેક દરજ્જે ફળ બાગના માલીકને હાનીકારક છે.

(૧) ઉંચી જાતના ફળ પણ સારી કિંમત ઉપજાવવા સિવાય સાધારણ ફળની પેઠે વેચી દેવામાં આવે છે.

(૨) ફળ-બાગના ખેડૂતને કઈ જાતના ફળની કિંમત બજારમાં સારી ઉપજે છે તેની ખબર નથી.

(૩) જુદા જુદા ફળ-બાગના માલીકો વચ્ચે ઉત્પન્નના વધારા માટે તથા ઉંચી જાતના ફળ માટે હરીફાઈ રહેતી નથી.

(૪) ફળનું પેક કરવાની તથા સુરક્ષીત રીતે મોકલવાની સમજ અપૂર્ણ હોવાથી માલીકને તેમજ ઇજારદારને જોઈએ તેટલી કિંમત ઉપજતી નથી.

ઉપરના રીપોર્ટમાં ઉપરની અપૂર્ણતાઓ પુરા કરવા તથા તેમાં રહેલી ખામીઓ સુધારવા નિચે મુજબ ઉપાયો સુચવવામાં આવે છે.

૧. સરકાર તરફથી જુદા જુદા ફળ-ઝાડના નાના રોપ તૈયાર કરવાને માટે સરકારી ફળ-બાગો નર્સરીઓ બનાવવી.

૨. ફળ-ફુલની ખેતીનું જ્ઞાન આપવાની શાળાઓ ઉપાડવી.

૩. ફળ-ફુલ સંબંધી જ્ઞાનનો ફેલાવો કરવા માટે ઇન્સપેક્ટરો રાખવા.

૪. દેશી ભાષાની શાળામાં છોકરાઓને બગીચાનું વ્યવહારીક શિક્ષણ આપવું.

૫. ફળ ઘણા લાંબા વખત સુધી સારી સ્થિતીમાં રહી શકે તેવા ઉપાયો

જેવા દેશોમાં ફળની ખેતી નફાવાળી છે હિંદુસ્થાનમાં એવી ખેતી માટે બે મુખ્ય બાબતોનું નિરાકરણ કરવાની જરૂર છે પ્રથમ તો અમુક જગ્યાએ તે જાતના ફળોનું ઉત્પન્ન અને ખર્ચ બીજું બાગાયતી પાકોની ખેતી તે જગ્યામાં થાય છે કે નહિ. દર એકરે જુદાં જુદા મુલકોમાંથી જે ઉત્પન્ન આવે છે, તે સરખાવતાં ફળ-ઝાડની ખેતીનું ઉત્પન્ન ઓછું નથી. અમુક જાતના ફળ-ઝાડ જેનો ખપ વધુ હોય તેવાંજ ફળની પસંદગી થવાની પ્રથમ જરૂર રહે છે અને બીજું અમુક પ્રદેશમાંજ અમુક વર્ગનાં ઝાડો સારાં થઈ શકે તેનો નિર્ણય દાખલા તરીકે અંજીર તથા અનાર ( દાડમ ) સુકી હવા અને પથ્થરવાળી જગ્યામાં સારી રીતે થઈ શકે છે. પણ કેળને માટે ભીનાશવાળી હવા અને નિચાણવાળી જગ્યાની જરૂર રહે છે. ફળ-ફુલના ઉદ્યોગની શરૂઆત કરતાં પહેલાં નિચે બતાવેલા પાંચ મુદ્દા બાબદ ખાસ વિચાર કરવાની સલાહ ડૉ. બર્ન્સ આપે છે.

૧. તમારી આજુ બાજુના પ્રદેશની બજારમાં ક્યાં ક્યાં ફુલની કિમત સારી ઉપજે છે તે નક્કી કરવું.

૨. તમારા પ્રદેશમાં ફળ-ઝાડોનું સરાસરી ઉત્પન્ન કેટલું આવે છે તે નક્કી કરવું.

૩. ઉપરની બન્ને બાબતોનો વિચાર કરી ફળનો ઉદ્યોગ કેટલે દરજ્જે તમને નફાકારક થશે તેનો વિચાર કરવો.

૪. કેળ સિવાય બીજાં કોઇ ફળ-ઝાડનું ઉત્પન્ન પ્રથમ પાંચ વરસ સુધી આવવાનું નથી તે ધ્યાનમાં રાખવાનું છે.

૫. ફળ-ઝાડનો બાગ બનાવવાનું નક્કી કરવામાં આવે ત્યારપછી નવીન ઝાડો વાવતાં પહેલાં ખેતીવાડી ખાતાના કોઇ નિપુણ માણસની સલાહ લેવી કે અમુક જાતનાં ફળ-ઝાડની કઈ જાતો ઉત્તમ છે અને શરૂઆતની તથા આખર સુધીમાં ક્રીયા કેવી રીતે કરવી જોઇએ. કારણ કે ઋષિના ઘણાખરા ઉદ્યોગો અજ્ઞાનતા તથા બીન અનુભવને લીધે તેમજ ખરી વસ્તુ સ્થિતી સમજવાના આપણા અભાવને લીધે બચપણમાંજ નાશ પામ્યા છે.

ફળ તથા ફુલની ખેતી આ બન્નેનો સંબંધ સગી બહેનો જેવો છે; એટલે હમેશાં એકજ બાગમાં બન્નેનો સમાવેશ થાય છે. પુરાતની બાદશાહોના વખતમાં આપણે ત્યાં પણ ફળ તથા ફુલના મોટા મોટા બાગો ઉદ્યાનની સંજ્ઞાથી ઓળખાતા હતા. સમૃદ્ધીવાળા લોકોનું ક્રિડા અને આનંદ પામવાની જગા મોટા મોટા સુંદર બગીચાઓ ફક્કીસ રીતે તૈયાર કરેલા જંગલો અને ફળ-ફુલનાં ભારથી લચી રહેલાં મોટાં મોટા બાગો હતાં. આ બાગોની વૃદ્ધી એક ઉદ્યોગ તરીકે ન થઇ તેનાં કારણોમાં વેપારના મથકોથી હિંદુસ્થાનનું અલગપણું તથા લઇ જવાં લાવવાના સાધનોનો અભાવ આ બે મુદ્દાઓ આપી શકાય. મુસલમાનોના આક્રમણ પછી એ લોકોએ આ બાબતની પ્રવૃત્તી દાખલ કીધી. કારણ કે તેઓને ફળ-ફુલ તરફ ઘણુ શોખ હતો. તેના પુરાવામાં હજુ પણ કેટલીક કેરીની જાતનાં નામ મુસલમાની છે. સાધારણ રીતે જ્યારે કોઇ અપવાદ અંગર વ્રત હોય ત્યારેજ આપણે ફળ-ફુલનો ઉપયોગ કરીએ છીએ. આપણા નિત્ય ક્રમમાં ફળ બહુજ નાનો ભાગ ભજવે છે. ફળનો ઉપયોગ અથાણાં તથા મુરબ્બા તરીકે થોડો થાય છે; તેજ પણ મુખ્ય ખોરાક તરીકે કદીપણ વપરાશમાં આવતો નથી.

સાધારણ રીતે ઘર ઉપયોગ માટેજ ઘણી જગ્યાએ આંબાનાં ઝાડો રોપવામાં આવે છે આ બાબતની વિશેષ ચર્ચા બીજા લેખમાં વિસ્તારપૂર્વક કરવાનો વિચાર હોવાથી બીજો ફેરો હાથમાં લઇશું. સાધારણ વપરાશમાં આવતું બીજું ફળ કેળાં છે દક્ષીણ હિંદુસ્થાનમાં કેળાંની ખેતી ઘણી જગ્યાએ થાય છે. બીજા દેશોમાં જેવી રીતે કેળાની ખેતી લક્ષપૂર્વક કરવામાં આવે છે તેવી રીતે આપણે ત્યાં થતી નથી. જંગલી જાતો ઉપરાંત કેળાની બીજી શાસ્ત્રીય જાતો દક્ષીણ હિંદુસ્થાનમાં થાય છે "પેપન" નામની એક જાત છે. તેના પાન બહુ લાંબા હોવાથી જમવા વિગેરેના કામમાં આવે છે "કપુર" નામની જે જાત થાય છે તેનાં ફળ લાલ હોય છે અને તેનો સ્વાદ ઉત્કૃષ્ટ હોય છે. "કોટાઇક" નામની જે જાત થાય છે. તેનાથી કાગળ બનાવી શકાય છે અને રેસા નીકળી શકે છે.

કેળાંના ગીરમાં નીચેના પદાર્થો રહેલાં છે.

| | |
|---|---|
| પ્રોટીન. | ૦-૮ |
| કારબોહાઇડ્રેટ | ૧૪-૪ |
| પાણી. | ૪૮-૫ |
| બીજા પદાર્થ. | ૩૫-૦ |
| ખનીજ. | ૦-૬ |
| | ૯૯-૬. |

( અપૂર્ણ. )

મગનલાલ દેસાઈ પાલણપુર.

---

# હીંદનાં ઢોરોને લાગુ પડતાં કેટલાંક દરદો.

## મોવા ખરવા.

"મુંબઈ સમાચાર" માંથી.

જાત—ખરવા અને મોવા ચેપી રોગ છે. તેથી મોં પગ અને આંચળ ઉપર શીયળા થઈ આવે છે. ખાસ કરીને ઢોરો, ભેંસો, ઘેટાં, બકરા અને ડુકરોને તે લાગુ પડે છે. બીજાં ઢોરો અને માણસોને તે રોગ લાગુ પડે છે. હીંદમાં ઘણે ઠેકાણે તે રોગનો ફેલાવો થાય છે મજબુત જાનવરો સાધારણ રીતે તેથી મરણ પામતાં નથી તે રોગથી ઢોરો નબળા પડી જાય છે સપાટ મેદાનમાં રહેનારાં જાનવરોને તે રોગ બહુ લાગુ પડતો નથી જ્યારે ટેકરીમાં રહેતા જાનવરોને તે લાગુ પડે છે. કેટલાક સ્થળે સ્થાનીક ઢોરો તે રોગ સાથે ઘણી ટક્કર ઝીલી શકે છે. જાનવરો, માણસો અને ઘાસચારા મારફતે ચેપનો ફેલાવો થાય છે. ચારાની જગ્યા, તબેલા, રેલ્વેના ગાડાં અને બીજા સ્થળો જ્યાં રોગવાળાં ઢોરો રહેતા હોય તેઓથી એ રોગનો ફેલાવો થાય છે. બીમાર જાનવરોને પાણી આપવાનાં વાસણો ભય સમાન છે તે દરદ જાનવરો ઉપર ઘણી વખત હુમલા કરે છે રોગના જન્તુઓ દાખલ થયા પછીથી ચોવીસ કલાકથી સાત દીવસમાં રોગના ચીન્હો દેખાવ દે છે.

ચીન્હો—શરૂઆતમાં ધ્રુજારો, સુસ્તી અને અરુચી જોવામાં આવે છે, અગ્નપણો સુજે છે અને પેટ બધાઈ જાય છે. મોમાથી લાળ પડે છે. મો તપાસતા તેમા ઝીણી ફોલ્લીઓ માલમ પડે છે. મોમા વળી રતાશ જણાય છે ને દરદ ગંભીર બન્યુ હોય તો નસ્કોરાંમાંથી પણ લાળ પડે છે. કેટલીક વખત પગે તે બીમારી લાગુ પડે છે. ખરીઓ વચ્ચે અને ઉપર ગરમી અને દુખ થાય છે ખરીઓ વચ્ચે ફોલ્લા જોવામા આવે છે. આગળ ઉપર દરદના ચીન્હો જણાય છે. નાની ઉમરના અને નબળા જાનવરો તે દરદથી મરણ પામે છે પણ મોટી ઉમરના જાનવરોની સારવાર સારી રીતે કરવામા આવે તો મરણ પ્રમાણ ઓછુ થઈ શકે છે. ડુક્કરાં અને ઘેટાઓમાં તેવાજ ચીન્હો જણાય છે. ખાસ કરીને તેઓના પગ ઉપર અસર થાય છે.

સારવાર—બીમાર જાનવરને આશ્રય આપવો, તેની સારી રીતે માવજત કરવી અને તંદુરસ્તીના નીયમો અનુસાર કામ લેવું. તબેલાની જમીન ઘણીજ સ્વચ્છ રાખવી ખોરાક પોચો અને સહેલાઈથી પચે તેવો આપવો લીલું ઘાસ અને ભુસુ ખાવાને આપવુ ઝીણા ચોખાની કાજી ગોળ મેળવીને વખતોવખત આપવી મીઠાનો છુટથી ઉપયોગ કરવો ટંકણખાર અને ફટકડીના પાણીથી મોહ ધોવુ. પગ ઉપરના ફુગ ખસેડીને તેને જંતુનાશક દવાથી ધોવા અને તે પછી પાટો બાધવો મુખ્ય બાબત ધ્યાનમા રાખવાની એ છે કે જખમોને સ્વચ્છ અને સુકાં રાખવા અને માખીઓ બેસે નહીં તેવો બંદોબસ્ત કરવો. દરદ ગુચવાળુ બની ગયુ હોય તો જરૂર પડતાં વાઢકાપ કરવી અને તે ભાગ ઉપર પાટો વીંટવો. ખરીનો ભાગ ખસેડવો જ્યારે સંખ્યાબંધ ઢોરોને દરદ લાગુ પડ્યુ હોય ત્યારે તમામ

## વનસ્પતિશાસ્ત્ર—(BOTANY)

( માહે એપ્રીલના પૃ૦ ૨૨૧ થી ચાલુ. )

જ્યારે ઓકિશારાગ્રમુખ પણ થોડાં ઘણાં સંયુક્ત થએલા હોય ત્યારે તે દાંતા પુંછણીઓ કે ફાંટાઓવાળાં કહેવાય છે. સામાન્ય રીતે ઓકિશર નલીકાઓ અથવા તેના અને ઓકિશરાગ્ર મુખના ફાંટાઓની સંખ્યા પણ ઓકિશરના ગર્ભકોષ ( carpols ) ની સંખ્યા એટલીજ હોય છે. પણ કેટલીક વનસ્પતિનાં ફૂલમાં ઓકિશરાગ્ર મુખની સંખ્યા બમણી હોય છે, અને કેટલીકવાર તે વિભાગ ફાંટાઓવાળા અથવા પીછાની માફક વિભાગિત થયેલો હોય છે અને કોઇવાર વાળની પીંછી જેવાં Penicillate વિભાગીત થયેલા હોય છે.

૧૧૬. ગર્ભાશયની અંદર જે ભાગને તેમાંના આદિ બીજ ચોટેલાં હોય છે, તે ભાગને બીજસ્થાન Placenta કહે છે. કોઇવાર ગર્ભાશયમાં બીજસ્થાન માત્ર એક લીટી કે બિંદુ જેવુંજ હોય છે અને ઘણીવાર તે બહાર તે નીકળતું અથવા જાડું થયેલું પણ હોય છે.

જ્યારે બહુ પોલવાળા ગર્ભાશયની અંદર તેની દરેક પોલમાંના અંદરના ખૂણાને આદિબીજ લાગેલાં હોય ત્યારે એવાં બીજસ્થાનને ઓસ્તનું Axile અને જ્યારે એક પોલવાળા સંયુક્ત ગર્ભાશયની પોલની અંદરની બાજુ આદિ બીજ લાગેલો હોય, ત્યારે તેને બાજુનું બીજ સ્થાન Parietal કહે છે.

જ્યારે ગર્ભાશયમાં આદિબીજ ગર્ભાશયની પોલની વચ્ચે હોય છે, ત્યારે તેને છૂટું ને મધ્યસ્થાની Free and central બીજ સ્થાન કહે છે. આવા ગર્ભાશયમાં તેની વચમાંનો સ્થંભ છેક ગર્ભાશયની પોલનાં મથાળાં સુધી વધેલ હોતો નથી.

૧૧૭. આદિબીજ Ovules.

દરેક આદીબીજ જ્યારે પુર્ણ થયેલું હોય છે ત્યારે ઘણું કરીને કોથળી જેવાં બે પડમાં આવેલા મતબિંદુ Nucleus ના સમુદાયથી તે બનેલું હોય છે. આ બે પડમાંના તેનાં બહારનાં પડને પ્રથમ થનાર Primine અને અંદરનાને પછી થનાર Secundine કહે છે આદિ બીજની જે જગોએ મતબિન્દુનું તળિયું તેના પડની સાથે મળી ગયેલું હોય છે તે જગોને દોરી જેવો મૃદુ પદાર્થ chalaza કહે છે. આતબિન્દુના મથાળાં ઉપર રહેલાં પડમાં જે સૂક્ષ્મ છિદ્ર હોય છે તેને રંધ્ર Foramen કહે છે.

૧૧૮. જ્યારે દોરી જેવો મૃદુ પદાર્થ આદિ બીજને તળિયે હોય, અને રંધ્ર તે તે સામે છેડે આવેલું હોય ત્યારે એવ આદિબીજને ઉભું અથવા સીધું Orthotropous, Straight કહે છે.

જ્યારે દોરી જેવા મૃદુ પદાર્થ તો આદિ બીજને તળિયેજ હોય, પણ આદિ બીજની બાજુ વળેલી હોય. જેથી તેના મથાળાપરનું રંધ્ર તેનાં તળિયાં તરફ થોડું ઘણું વળી આવેલું હોય. ત્યારે તેવાં આદિ બીજને વાંકુ વળી ગયેલું Campylotropous Incurved ;

વાવવા કેલેડીયમ વિગેરેને ચોમાસામાં સનારા છે. તે તેની ગાંઠોને નવા ખાતર માટીથી ભરેલાં કુંડામાં વાવવી.

૩. અનેનાસ આ મહિનામાં ક્યારા તૈયાર કરીને અરધો ફુટ ઉંડી કરીને એટલીજ પહોળાઈ કરીને વાવવાથી અનાનાસની ઉપર જે પાંદડાં ફુટેલું મથાળું હોય છે તે કાપીને વવાય છે ઉપરની નીકમાં ખાતર ભરવું જમીન સરખી કરવી અને બબે ફુટને છેટે અનેનાસ વાવવા દરેક નીક બબે ફુટ રાખવી.

૪. પુરતો વરસાદ થયો હોય તો તલ, બાજરી, જાર, ચોળા તેમજ કપાસ આ માસમાં વાવવું. આ માસ વાવણી કરવાનો હોઇને બાગવાળાને ખેડુતોને ઘણું કામ હોય છે માટે તક જવા નહિ દેતા વખતસર કામ કરી લેવું.

૫. આંબા, જમરૂખ, નારંગી, લીંબુ, નાળીએરી, દાડમ, ફણસ, ગુંદી, ગાપણુ વિગેરે વિગેરે ફળ ઝાડ આ માસમાં વાવવા. પુરતો વરસાદ થઇ ગયો હોય અને રસ ફુટ ગઈ હોય, તકેદારી ના હોય તો વાવવા ચુકવું નહિ.

૬. વરસાદના ચોમાસામાં બળદ વિગેરેને ઝીલવા દેવા નહિ તથા તુરતનું ઉગતું ઘાસ હોય તે ચરવા દેવું નહિ આનુ પરિણામ ઝાડા વિગેરે જાનવરને થાય છે. તથા તીવ નામનો રોગ થાય છે. જેથી જાનવર આફરી જાય છે. તે સંભાળવું.

---

## પત્ર-વ્યવહાર.

---

અમદાવાદ—ખાડીયા.
૩૦-૧-૧૯૧૮.

આપશ્રી

તમારો પત્ર મળ્યો ને તમોને આંબાના ઉછેર સંબંધી કોઈ ખાસ જુદુ પુસ્તક હોય કે જેમાં ઘણી સવિસ્તર માહિતી હોય તે માટે પુછ્યું હતું, પરંતુ તેવું કંઈ જણાતું નથી. તમારાં છપાવેલાં ત્રણ પુસ્તકો મારી પાસે છે, ( જેવા કે ફળ ઝાડને બગીચાનું પુસ્તક ખેતીના ધંધામાંથી પૈસા કમાવાની રીત અને ખેતર ખેડુઅને તેનાં હથીઆર ) તેમાંથી પહેલા પુસ્તકમાંથી આંબા સંબંધી હકીકત મેં પ્રથમ વાંચી જોઈ હતી પરંતુ તેમાં વિશેષે કરીને કલમી આંબા સંબંધી વર્ણન હોવાથી અને સારી જાતની કેરીઓના નમુનામાંથી તેના ગોટલા વાવી આંબા ઉછેરવા સંબંધી તેમાં કંઈ ખાસ માહિતી નહિ હોવાથીજ મેં તમોને પત્ર લખ્યો હતો—કલમી આંબા તેનાં ખાસ વેચનાર પાસેથી અને દૂર ગામોમાંથી લાવવા પડે તેનું ખર્ચ પણ વધારે થાય તેમજ રેલવેમાં લાવવા વિગેરેની માથાકુટ પણ કરવી પડે, તેના કરતાં જુદી જુદી જાતની ઉત્તમ કેરીઓના ગોટલાના આંબા ઉછેરવા

રા. રા. દુલેરાય છોટાલાલ અંજારીયા.

સુત્રપાડાથી લી. શા. ચત્રભુજ વલભજી બાદ લખવાનું કે અમારા સારૂ ફુલ ઝાડ કરવાની રીતનું બગીચાનું પુસ્તક વી. પી. થી મોકલી આપશો.

બાદ અમારે નારીએળી તથા આંબાનું વાવેતર કરવા વીચાર છે અમારી પાસે વાડીની જમીન વીઘા ૩૦ છે તો તેમાં વીઘા ૫ માં આંબા તથા નારીએળી કરવા વીચાર છે જમીન ખારી કરાળ છે દરીઆથી ગા માઇલ છેટે છે. તો તેમાં નારીએળી તથા આંબાનું વાવેતર ઠીક થશે કે નહીં.

નારીએળીના ૧૦૦ ના રોપ જોઇએ છીએ તે તમારી પાસે છે કે નહીં અગર હોય તો શુ ભાવથી આપશો ને રોપ કેવડા છે તે લખશો.

આંબા ૫૦ વાવવા છે તો તે આંબાના ગોટલા વાવવા કે ગેપ કરીને વાવવો તે લખશો અગર અમારી જમીનમાં કલમી આંબા કઇ જાતનાં સારા ફિફરશે તે લખજો.

નારીએળી કેટલે કેટલે અંતરે વાવવી કેટલા ફુટના ખાડા ઉંડા ખોદવા નારીએરીને શેનું ખાતર નાંખવું એક એકરમાં કેટલી નારીએળી નાખવી.

નારીએળીને કેટલા દીવસે પાણી પાવું નારીએળી કઇ મોસમમાં વાવવી ઉપર પ્રમાણે હકીકત લખશો.

આંબા કઇ જાતના અમારી જમીનમાં સારાં થશે તે લખજો ને કલમી આંબા સારા થતા હોય તો તે કલમી આંબા કયાંથી મંગાવવા આંબાને કેટલે છેટે વાવવા આંબાના ખાડા કેટલા ઉંડા કરવા. આંબાને શાનું ખાતર નાંખવું. આંબાને કેટલા દીવસે પાણી પાવું ઉપર બધી હકીકત લખશો આંબા તથાં નારીએળીના ખેતરમાં વાવેતર કરવું સારૂં છે કે શેઢા ઉપર વાવેતર કરવું સારૂં છે તે લખશો. નારીએળીના રોપ તમારી પાસે હોય તો શુ ભાવથી આપશો અગર તમારી પાસે ન હોય તો કયાંથી મંગાવવા તે લખી જણાવશો જવાબ સારૂ કાગળમાં ટીકીટ બીડી છે માટે જવાબ તુરત લખશો ને ફુલ ઝાડ કરવાની રીતનું બગીચાનું પુસ્તક વી. પી. થી મોકલી આપશો હાલ એજ.

અમારૂં સગનાલું
શા. ચત્રભુજ વલ્લભજી
સુત્રાપાડા

તા. ૭-૪-૧૯૧૮.

રા. રા. મેનેજર " ખેતીવાડી વિજ્ઞાન "

મુ—લીંબડી.

સવિનય જણાવવાનું કે આપના ખેતીવાડી વિજ્ઞાનની કોપી ૧ નમુને જોઇ. માટે મોકલશો કારણ કે અમારે ગ્રાહક થવાની ઇચ્છા છે પણ એકવાર વાન્ચી પછી ગ્રાહક થશુ તો નમુના માટે એક કોપી મોકલશો ને તેની વાર્ષીક લવાજમ પણ જણાવશો

નાળીએરીને શરૂઆતમાં ૬ દિવસે અને ચાર વરસની થયા પછી દર ૧૦ દીવસે પાણી પાવું નાળીએરીને ચોમાસાની શરૂઆતમાં વવાય છે.

કલમી આંબા પણ અગે પારસી ગૃહસ્થના પાસેથી સારા મંગાવી આપીશું.

આંબાને ૩૦ ફુટ છેટે વાવવા ખાડા ૩ ફુટ ઉંડા અને ૨ ફુટ પહોળા કરવા.

આંબાને દીવેલીનો ખોળ ઉકરડાનું ખાતર ગળતીયું પાણીનું સડેલું ખાતર શરૂઆતમાં નાંખવું મોટા થયા પછી માછલાનું તથા હાડકાના લોટનું ખાતર નાંખવું જેથી ફાયદો થાય છે.

આંબાને અઠવાડીયે પાણી પાવું મોટા થયા પછી ત્રણ વરસના થાય એટલે દસ દસ રોજને અંતરે પાણી પાવું. આંબા વાડીને ફરતી નાળીએરી વાવવી પરંતુ બન્ને મિશ્રણ કરીને વાવવી નહિ જુદા જુદા શેઢે વાવવા.

હાલ એજ બગીચાનું પુસ્તક વી. પી. થી મોકલ્યું છે.

ડી. રતી. અંજારીયા,
સંપાદક.

લીંબડી, તા. ૧૯–૪–૧૮.
" ખેતીવાડી વિજ્ઞાન " મંદીર.

રા. રા. કાંતિલાલ સ્વરૂપચંદ.

આપનો તા: ૭ મીનો પત્ર મલ્યો વાંચી હકીકત જાણવામાં આવી છે. આપે અમારાં માસિકનો નમુનો મંગાવ્યો છે તો માહે સપ્ટેમ્બર ૧૯૧૭ નો અંક ૨ જો આ સાથે જોવા મોકલ્યો છે તો લેખો પસંદ પડશે અને ગ્રાહક થઇ ઉત્તેજન આપશો એવી આશા રખાય છે. વળી અમારા તરફથી બહાર પડેલા પુસ્તકોનું લીસ્ટ આ પાસેના ચોપાનીયામાં છાપેલું છે તેમાં જે નંબર ઉપર ચોકડી કરેલી છે તે પુસ્તકો નથી અને બાકીનાં તૈયાર છે તો જે જોઇએ તે મંગાવશો એટલે તુરત વી. પી. થી મોકલવામાં આવશે પુસ્તકો વાંચવાથી ફાયદો મળશે.

કાઠીઆવાડના જુદા જુદા પ્રાંતોના નાના જુદા તાલુકાઓના ગામની જમીન જુદા જુદા પ્રકારની હોય છે એટલે નજરે જોયા વગર અને તેની માટીની પરિક્ષા કર્યા વગર કયા વાવેતરને માટે તે લાયક છે તેમ કહી શકાય નહિ.

ધોરાજીની જમીન મેં જોએલ છે પરંતુ બાકીની જમીન મેં જોએલ નથી. પાણી બાબત પણ જમીન જોવાની જરૂર છે. કારણ કેટલીક જગોએ પથર હોવાથી મીઠાં પાણી નીકળતાં નથી કુવા થાય છે પરંતુ પુરતા પાણીવાળા કુવા કરવા, જમીનના પળાં જોવાની જરૂર છે. જ્યારે આપ કાઠીઆવાડમાં જમીન સાંથે રાખવા મુડી રોકવા માગો છો ત્યારે શરૂઆતમાં મારી ફી ખરચીને જમીનની પરિક્ષા કરાવી એ સાહસમાં ઉતરો તો પાછળથી પસ્તાવાનો વખત ન રહે. લીંબડીથી ધોરાજી સુધીનું બીજા વર્ગનું રેલ્વે ભાડું જતાં આવતાંનું રૂ. ૧૮ તથા અમારી સાથે એક માણસ આવે તેનું થર્ડ ક્લાસનું ભાડું રૂ. ૫ મળી કુલ ભાડાના રૂપીઆ પંદર અને ચાર દિવસ અથવા પાંચ દિવસ અમોને જતાં આવતાં

# ખેડુત અને તેની કરજાઉ સ્થિતિ.

( લે. હીરસિંહ બ્હેરાભાઇ ગોહેલ, રાજપુત બોર્ડીંગ ભાવનગર. )

આજકાલ ખેડુત વર્ગની સ્થિતિનું અવલોકન કરતા ઘણુંજ શોચનિય દશામાં આવી પડેલા જણાય છે તેનું મુખ્ય કારણ તેઓ કેળવણીથી બહિષ્કૃત અને તેના રહસ્યથી તદ્દન અનભિજ્ઞજ છે. પોતાના વ્યવહારિક કાર્યો કેમ કરવા તેના માટે શું શું માહેતી મેળવવી તેના સુક્ષ્મ કારણો કેવા છે? લેણ-દેણ કરવામા કેવી કુશળતા રાખવી?, વગેરે વિચારો કરવાને તેઓના હ્રદયમાં અવકાશ મેળવવાને કેળવણીનો અભાવે કુઠીત હ્રદયો બનેલા છે.

ખેડુતો ફક્ત કૃષિકાર્યમાંજ પોતાનું દીલ ઓતપ્રોત રાખે છે પણ આપણી ખેતી એવી સ્થિતિએ પહોંચેલી છે કે તેઓને પોતાનાં મહેનતાણાં બદલ બાર માસ સુધિ નિભાવ કરી શકે તેટલું પણ મેળવી શકવાને બે નશીબ રહે છે અને મહામુશીબતે કૃષિથી ઉત્પન્ન કરેલ ધાન્યાદિ પોતાની કરજાઉ સ્થિતિને લઇને વ્યાપારીઓને આપવી પડે છે. અને પોતાનો આખા વર્ષનો નિભાવ વેપારીના ઉદાર દીલ ઉપરજ અવલંબી રહે છે.

વેપારીઓ ચાલાક અને ખેડુત કરતાં હુશીઆર હોય છે તેમનાં કરતાં ખેડુતો ઘણાં અજ્ઞાન અને હ્રદય શુન્ય હોય છે. તમામ વિશ્વાસ ખેડુતોની બિનકેળવણીને લઇને વેપારી ઓપર મુકવો પડે છે અને પોતાનુ કેટલે દરજ્જે તે વેપારી હીત સાચવે છે કરે છે તેના વિષે કાંઇ પણ ખ્યાલ કરી શકતા નથી તેથીજ લેણ-દેણ વગેરેના હીસાબોમાં પણ ઉપર પ્રમાણે કરવું પડે છે. ખેડુતોની કરજાઉ સ્થિતિ થવાનું કારણ તેની અનાર્થિક સ્થિતિ અને અજ્ઞાનતા છે તે અજ્ઞાનતાએ ખેતીનું કાર્ય સમ્પૂર્ણ બની શકતું નથી. હવે આપણે જોઇએ કે ખેડુતોની કરજાઉ સ્થિતિ શા કારણથી થઇ?

(૧). ખેડુતની સ્થિતિ બગડવાનું મુખ્ય કારણ કૃષિ જ્ઞાનની અનભિજ્ઞતા છે. આપણા દેશનાં ખેડુતો કરતા પાશ્ચાત્ય દેશના ખેડુતો વિશેષ પાક ઉત્પન્ન કરી શકે છે. અને તેઓને કૃષિ વિદ્યાનું ખાસ શિક્ષણ મલે છે. ત્યારે આપણા ખેડુતોને માટે એવું કોઇ સાધન હોતુ નથી. તેથીજ ખેતીનું દિનપ્રતિદિન અધઃપતન થતું ગયું છે.

(૨) પ્રથમ વાગડીઆ કપાસ-કાલા-દેશીલાળીઓ, કાનમી કપાસનું વાવેતર થતું અને તે કપાસને આપણી જમીનને મેળ હોવાથી અને તેનાથી કસ પ્રાપ્ત થતો હોવાથી પાક સારી પેઠે ઉત્પન્ન થતો તેનું કારણ પણ એ છે કે જે જમીન-ખેતર કે વાડીમાં કપાસ વાવવાનો હોય તે જમીનને ઉનાળામાં ખેડવીજ જોઇએ અને સારી પેઠે ખેડી કવીને પાવતી નિહારી વરસાદ થએ ઉતાળાથી ચાસમાં કસ રપટાથી ફેરવીહારે એટલે તે જમીન કસ રસદાર થાય છે અને ત્યારપછી તેમાં કપાસ લવાય તે કપાસને પણ કાળજીથી નીંદાવી એલીવતી હુંદી ચોકઓ રાખે આગે જમીનની કેળવણી થતી હોવાથી સાથી સાલે તે જમીન સારવા કહેવાય છે અને તે સારવા જમીનમાં જુવાર, બાજરો વગેરેની વાવણી થાય અને તે બહુ સારો પાક આપે તે સાથે ઘાસ ચારો પણ પુષ્કળ ઉત્પન્ન થાય. તેથી ખાવાને

(૫) ખેડુતોની અજ્ઞાનતાનો લાભ લઇ કેટલાએક વ્યાપારીઓ ખેડુત સાથેની લેણ દેણ કરવામાં દોઢા કે સવાયા કરે છે ઘણું કરીને આ લેખનો જાતીય અનુભવ છે કે સો સાથે સવાયા રૂપીયા કરતાં તે એવી રીતે કે ફાગણ માસમાં લીધેલ નાણાં જેઠ માસમાં સવાયાં થાય આ વખતે કોઇ પણ પેદાશ હોતી નથી અને લીધેલ નાણાં ભરપાયા કર વાના બદલે ઉલટા લેવાં પડે છે. કરાર મુજબ જેઠ માસમાં ભરપાયા ન કરી શકવાથી સવાયા લેખે ચઢેલ રકમનો કુલ સરવાળો ગણી ફેર સવાયા નોંધાવી લીએ છીએ તેને પાછા ચાર માસે સવાયા કરી લેછે આમ ચક્રવૃદ્ધિ વ્યાજ ગણતાં બાર માસે લગભગ બમણું થવા જાય છે. આટલેથી સંતોષ ન માનતા જ્યારે પાક તૈયાર થાય ત્યારે સસ્તી કિંમતે ખરીદેલી જે અને ઉપર જણાવેલ નાણાં ધીરવા તે રોકડ નહિ પણ સોંઘા ભાવે ખાવેલ માલ મોંઘા આપે એટલે ગાલ આપવામાં પણ દોઢા સવાયા કરે અને પછી તેના નાણાં લખાવી ચાર માસે સવાયા કરે. તે ઉપરાંત કેટલાએક તો હીસાબમાં પણ ગોટાળો કરી બિચારા અજ્ઞાન અને દબાયલા ખેડુતોને કચરી નાંખવા અને પોતાનો તુચ્છ સ્વાર્થ સાધ વાજ નીતિને તિલાંજલી આપે છે અને જેમ બને તેમ ખેડુતની પેદાશ પોતાને મળે તેવા રસ્તાઓ યોજિ એક ગુલામ કે પોતાના વેચાણ હોય તેમ આડકતરી રીતે માની લેવામાં આવે છે, અને નાણા ધીરનાર વ્યાપારી નાણાં કરજે લેનાર ખેડુત ઉપર કેટલીએક જો હુકમ કરી હાથમાં રાખી પજવણી કરે છે, ઇશ્વર આવા સ્વાર્થીઓને સદ્‌બુદ્ધિ આપો !

(અપૂર્ણ.)

---

# વિષયોની અનુક્રમણિકા

૨૨. બનતા સુધી ખેતર કે બાગમાં ઘર કરીને રહેવું.

૨૩. વાવણી લણણીની કે કાલાં કપાસ છોરવા વીણવાની મોસમમાં મજુરીનો દર વધારે આપી મજુરોને તેડવા કોશીશ કરવી નહિં તેથી આપણને પૈસાનું નુકશાન થાય છે.

૨૪. બાગ કે વાડી ને ખેતરને વાડ કર્યાં વગર વાવેતર કરવુ નહિ.

૨૫. ઢોર બાંધવાનાં ઘર તથા પોતાના ઘર સાફ રાખવા જેથી જાનવર તથા ઘરનાં માણસોની તન્દુરસ્તી રહે. બળદોને ખરેરો કરવો તથા દર અમાસે ધમારવા રીવાજ રાખવો,

૨૬. ખેડુતે તથા તેનાં સ્ત્રી છોકરાએ હમેશાં એકવાર નાહાવું અને આઠ દિવસે લુગડાં ધોઈ નાંખવા.

૨૭. પરમેશ્વરનુ હમેશા આખા દિવસમા કોઇપણ વખતે ભજન કરવાનું ચુકવું નહિં.

૨૮. જાડું કદી બોલવુ નહિં ને કોઇની ઇર્ષા કે અદેખાઇ કરવી નહિ.

૨૯. ખેડુતોએ ફુરસદનો વખત જરાપણ નકામો જવાદેવો નહિં

ખધારીમાથી ઉઠીને નિત્ય ઉપરના મહામંત્રનો પાઠ કરી જવો ને પછી કામધંધે લાગવુ.

ખેતીવાડી વિદ્યાનના અધીપતિ,
દુલેરાય છોટાલાલ અંજારીઆ.

# પ્રભુ વર્ષાદ વરસાવો.

—(૦)—

ગઝલ.

અરે ! ઓ નાથ કરૂણાળુ, કૃપા અમ ઉપરે લાવો,
બચાવો દુઃખથી દાતા, પ્રભુ વર્ષાદ વરસાવો. ૧
ચઢી છે આફ આ ધરણી, ચઢ્યો અજરાજ જાુ તરણી,
હવે અહી હાથ નિભાવો, પ્રભુ વર્ષાદ વરસાવો. ૨
ગઈ આદરા આની, પુનરવસુ પુષ્ય પણ ખાલી,
અશ્લેષા આન સુજાવો, પ્રભુ વર્ષાદ વરસાવો. ૩
આકાશે વાદળા થાએ, ચઢી ખાલી વયા જાએ
વધુ નર નાથ લલચાવો, પ્રભુ વર્ષાદ વરસાવો ૪
ખરાડે ગાય બહુ ભુખે, મરે પ્રાણિ ઘણાં દુખે,
જરા રહેમીયત દીલ લાવો, પ્રભુ વર્ષાદ વરસાવો. ૫
ખેડુતે ખંતથી ખેડી, જમીનો માતીકા જોડી,
પડયો ખાલી બધો વાવો, પ્રભુ વર્ષાદ વરસાવો ૬
થઈ ચીજો બધી મોંઘી, મળે નવ લક્ષ્મિ કમાઈ શોધી
કરીએ શ્યા જઈ દાવો, પ્રભુ વર્ષાદ વરસાવો. ૭
ગુન્હાઓ આપના કીધા, પુણ્યમાં ખાપ નવ દીધા;
આપી મારી ન લજાવો, પ્રભુ વર્ષાદ વરસાવો ૮

તા. ૨૫-૭-૧૮
રાજપુત બોર્ડીંગ
ભાવનગર

ધીરસિંહ બહેરાભાઈ ગોહેલ.

બીના ભાગ કરતાં બમણો હોય છે. વળી લીલાં પાંદડાંમાં ડાંખળીમાં હોય છે તેટલોજ ફોસફોરીકએસીડ અને ચુનો હોય છે.

ખેડુતો તાજાં લીલાં પાંદડાં ખાતરમાં વાપરતા નથી પણ સુકાં ભેળાં કરી વાપરે છે તેથી તેને સડી જતાં વાર લાગે છે અને લગભગ છ મહિને ગળી શકે છે કે સડે છે. ડાંખળી તો જરા પણ છ માસમાં સડતી નથી અને ચોખાનું વાવેતર પાકી જાય છે ત્યાં સુધી તે કંઇ પણ કામ ખાતરનું બજાવતાં નથી પણ એમજ પડ્યાં રહે છે.

ખેતરમાં લીલું ખાતર નાંખવાનો હેતુ એટલોજ છે કે જમીનને મેહેલાઇથી મળી શકે એવો સેન્દ્રીય પદાર્થ વનસ્પતિજન્ય પદાર્થ પુરો પાડવો. આવી ડાંખળીઓ દર વાવેતર પાકી ગયા પછી વીણી લેવી ને બાળી નાંખવી એ તો મેહેનત ને ખર્ચ ફોકટનાં છે તેથી કંઇ પણ ખેતર સુધરતું નથી.

નાજુક કુમળી ડાંખળીઓ જે સહેલાઇથી સડી જાય કે ગળી જાય એવાં હોય છે, એટલુંજ નહિં પણ તેમાં લાકડા જેવી ડાખળી કરતા મૃત્યુ પામેલા વનસ્પતિના ભાગો હોય છે તેથી તે ખાતર તરીકે બહુ કામ આવે છે

બીજો હેતુ લીલુ ખાતર નાંખવાનો એ છે કે–જમીનને જલદી પચે એવુ નાઇટ્રોજન પુર પાડવું ને વળી સસ્તુ ને પાણીમા ગળી છોડનાં મુળીઆંથી ચુસાય એવી સ્થીતિનું તે હોય એટલે બહુ ફાયદો થાય.

જ્યારે ડાંખળી કરતાં બમણું નાઇટ્રોજન પાંદડામાં રહ્યુ છે ત્યારે ડાંખળી કરતાં પાંદડા બમણાં કીમતવાન ગણાય છે માટે દરેક ખેડુતો ડાંખળીવાળાં પાંદડા કરતાં એકલાં કુમળી ડાંખળીવાળાં પાંદડાં ભેળા કરવાં ને ખાતરમાં વાપરવાં.

### કેવા પ્રકારનું લીલું ખાતર વધારે ખોરાક વનસ્પતિનો સમાવે છે.

૧. પાકાં ખરી પડેલાં ઝાડનાં પાતરા ભેળા કરી ખાતરમાં વાપર્યાં હોય તો તેમા ચુનાનો ભાગ વધારે હોનાથી છોડને ચુનાનો ખોરાક તરત મળે છે.

વળી તેમાં ફોસફરસ ને નાઇટ્રોજન પણ લીલાં પાતરામાં હોય છે તેટલુંજ હોય છે ને તેથી ઉતરે એમ નથી. લીલાં પાતરામાં Lantana વાપરવાથી પોટાશનો મોટો ભાગ વનસ્પતિને મળી શકે છે અને તેટલા માટે તેનાં આખા ઝાડવાં ભેળાં કરી બાળી નાંખવાં જો કે તેમ કરવાથી નાઇટ્રોજનને સેન્દ્રીય વસ્તુનું નુકશાન થાય છે પણ પોટાશને ફોસફરસ તેની રાખમાંથી ઘણો મળે છે, આ ઝાડવાં કે જે હરકત કરતા ખેતરોમાં છે તેનો નાશ કરવા માટે ને પોટાસ અને ફોસફરસનું ખાતર પુરતું મેળવવા માટે લેન્ટેનાનું ખાતર સૌએ વાપરવું જોઇએ. જો કે આને બાળી નાંખવાથી નાઇટ્રોજન અને સેન્દ્રીયપદાર્થનો ટોટો જાય છે ખરો પણ પોટાશ ૧૫ ટકા તથા ફોસફરસ સાડાચાર ટકા આ રાખમા હોય છે.

### માઇસુરમાં ક્યાં ઝાડવાનું લીલું ખાતર કરે છે તેનાં નામ.

આવળ–આકડો–મેંદી–ઉમરો–પીંપળ, પીપળો, વડ, પારસપીપળો, ગ્લોસરસે, આસો

# ખેડુતો અને તેની કરજાઉ સ્થિતિ.

( ગતાંકથી ચાલુ. )

(૮) બળદો મજબુત અને ઘણી ઉમર ભોગવવાવાળા હતાં. પણ હાલમાં દુર્બળ, અલ્પાયુષિ, અશક્ત ઉપરાંત મરણની સંખ્યા વિશેષ હોવાથી મોંઘવારી અમ્મે કે ત્રણ ત્રણ વર્ષે નવા લેવા જોઇતા હોવાથી ખેડુતને કરજ કરી લેવા જોઇએ છીએ. પ્રથમ વઢીઆરી ઓલાદનાં સિંધિઓ બ્યાપાર્થે ઘણાં પ્રમાણમાં આવતાં અને હપતા કરી ઉધાર આપી જતાં વઢીઆરી ઓલાદના બળદો મજબુત, ટકાઉ, બળવાળા અને વીશ વર્ષ સુધીની આયુષ વાળા હોવાથી તેને ખોરાક પણ સારો અપાતો કેમ કે સર્વ સાધારણ નિયમ છે કે સાર અને કિમતી હોય તેના પ્રત્યે વિશેષ લાગણી રહ્યા કરે છે. તેમજ વઢીઆરી જાત વખાણમાં હોવાથી જે ખેડુત પાસે વઢીઆરી જોડ હોય તે ભાગ્યશાળી ગણાય છે અને તે પ્રત્યે ખેડુત પોતાની સ્થિતિ ઉપરાંત સારો ખોરાક પુરો પાડી સશક્ત અને સુદ્રઢ રાખે છે. પણ હાલમાં ભાળવીની સંખ્યા વિશેષ છે તે પ્રત્યે એટલી કાળજી રખાતી નથી, આખ્ખલાં-ખુંટીમાની પણ એટલી બલ્કે એથી ઓછી કિંમત ગણાય છે તેની કિંમત બીલકુલ ન હોવાથી હયો અને પૌષ્ટિક ખોરાક આપી શકાતો નથી પણ દેશી ગોધલા હોય તો તેના પ્રતે સાધારણ લાગણી રાખે છે. શિરોહી જાતનાં બળદોની પણ એટલી કિંમત ગણાતી નથી કેમકે ખેડુતોનો મોહ વઢીઆરા પર ઘણો હોય છે તે નાગોરી પર પણ સારો ભાવ છે પણ તે દરેક સ્થળે જોવામાં આવતા નથી.

સારા બળદને અભાવે હલકી ઓલાદના બળદોવતી કામ લેવું પડે છે તેથી ખેતી જોઇએ તેવી થઇ શકતી નથી અને ખેડ પ્રમાણસર ન થાય તો તેમાં પાક સારી પેઠે ઉત્પન્ન થાય નહિ કેમકે જ્યારે જમીનને હળ વતી ખેડે છે ત્યારે તેમાંથી નવી જમીન-કસદાર નિકળે છે તે જો ચિમાળાની ઋતુમાં ખેડવામાં આવેલ હોય તો તે ઠંડીમાં રહી ઉનાળામાં તપે-ગરમ થાય અને ચોમાસામાં વરસાદથી ભીંજાય એટલે તેમાં ખાતર ભરવા જેટલો ગુણ આવે છે અને પાક સારો ઉતરે છે માટે સારા બળદોની જરૂર છે.

(૯) ખાતર વિના જમીનનો નવો કસ જોઇએ તેટલાં પ્રમાણમાં આવતો નથી, ખાતર એ જમીનને સુધારવાનું મુખ્ય સાધન છે તેમાં ઢોરોનું છાણ, બકરાની લીંડીઓ અને મુત્ર, ખાડ ભરી વર્ષાઋતુમાં ભરી રાખેલ-કુંવળ-રાડાં વગેરે ચારનો ઓગાટ-નું પણ ખાતર સારૂં બને છે (ખાતર કેવી રીતે અને કેમ બનાવવું તેમાં કેટલા ટકા કસનું પ્રમાણ છે તેથી શું શું ફાયદાઓ છે વગેરે સવિસ્તર આગાઉ ખેતીવાડીવિજ્ઞાનમાં શ્રીમાન અધિપતિ તરફથી લખાઇ ગએલ છે) તે પ્રમાણે ખાતર બનાવી વિશેષ પ્રમાણમાં નાખવામાં આવે તો આબાદ પાક ઉત્પન્ન કરી શકાય અને તેથી પણ સ્થિતિનું પરિવર્તન કંઇક અંશે થઇ શકે.

(૧૦) થોડા વર્ષ એટલે બે ત્રણ વર્ષથી કુવામાં પાણીની ઘણીજ અછત છે તેનું કારણ વરસાદ ઓછો તે છે. પાણીને અભાવે ઘણે સ્થળે વાડીનાં મોલમાં પાણી દેવી શકાયું નહોતું તેથી મોલ સુકાઇ જતો તેથી ઘણી હાડમારી વેઠવી પડી હતી તેમ કોશ બની શક્યું.

# ગૌરક્ષા.

લેખક—મગનલાલ નરોતમદાસ પટેલ.

આપણા દુઝના ઢોરમાં ગાય અને ભેંસ એ બે મુખ્ય જાત છે. તેમનું દુધ, દહીં, માખણ અને ઘી આપણે એમને એમ અથવા અનાજની સાથે મેળવીને તેનાં જાત જાતનાં સ્વાદિષ્ટ પકવાનો બનાવીને ખાઈએ છીએ. વળી તેમનાં છાણ મુતરનું બહુજ ઉપયોગી અને ઉત્તમ ખાતર બને છે. ગાય કરતાં ભેંસ ઘી, દુધ, વધારે આપે છે. પરંતુ ગાયના જેવું પુષ્ટીકારક નથી. ગાયનાં દુધાદિ દ્રવ્યો ખાવાથી સ્નાયુમાં બહુ બળ વધે છે. એટલુંજ નહી પણ તે બહુ નીરોગી તથા ગુણકારી છે તેથી તે ઔષધ વગેરે કામમાં પણ ઘણાં વપરાય છે. એ શિવાય ગાયનું મુત્ર પણ દવાના કામમાં આવે છે. ગાયનું ઉપયોગીપણું એટલામાંજ પુરૂં થતું નથી. પરંતુ તેના પુત્રો કે જેમને આપણે બળદ કહીએ છીએ તેમનાં વડે આપણી ખેતીવાડીનું સઘળું કામકાજ બહુ સુલભ રીતે ચાલે છે. અને તેથી આપણને અન્ન વસ્ત્ર મળે છે. એ તેનું મોટામાં મોટું ઉપયોગીપણું છે.

ભેંસનાં પુત્રો ( પાડા ) થી બળદનાં જેવું કામ થઈ શકતું નથી. બળદ શરીરે બહુ જોરાવર તથા સહન શીલતાવાળા છે. "બળદ" એ નામની વ્યુત્પત્તિ બળ+દ=જોરની અવધી એવી થાય છે. બળદનામાં કહેણુતાનો જે ગુણ છે તે જોતાં એ નામ તેને બરોબર છાજે છે. ખેતીના કામમાં ઢોરની બીજી કોઈ પણ જાત બળદના જેવી ઉપયોગી જણાઈ નથી. તેનામાં જે અતી બળ છે, એ તેની માતાની બલીહારી છે. તેઓ ઘણી મહેનત કરવા છતાં પણ એકદમ થાકી જતાં નથી. બહુ બળજોરીતાં કામ તેઓ સેહેલેથી પુરાં કરી શકે છે. પોતાનાં ધણીનું કામ પાર પાડવા માટે જ્યાં જરૂર પડે છે ત્યાં તેઓ શરીરે તુટી જાય તેટલું જોર કરે છે. એમ ગાય જેવી હીતસ્વી માતાના આ હિતસ્વી પુત્રો પણ મનુષ્ય જાતી ઉપર ઉપકારનો બહુ વરસાદ વરસે છે. જો બળદ જેવી ઉપયોગી જાતને ગાય જેવી જનેતાઓ જન્મ આપતી ન હોત તો આપણી ખેતીવાડીનું કામ હાલ જે પાયા ઉપર ચાલે છે. તે કરતાં છેક હલકા પાયા ઉપર ચાલત અને આપણે અન્ન વસ્ત્રની તંગાશને લીધે બહુ મુશ્કેલીઓમાં આવી પડત. એ રીતે ગાય પ્રત્છીત કળાને આપનારી છે. તેમજ તે સ્વભાવે બહુજ કોમળ અને દયામણી દેખાય છે તેને જોતાં સ્વભાવિક રીતે તેના ઉપર આપણા હૃદયમાં બહુ વ્હાલ અને દયા ઉપજે છે. ગાયનાં જેવું રંક પ્રાણી બીજું એકે ગણાતું નથી. કેટલાક જણ પોતાનાં ઉપર પડતાં માર અથવા દુખથી બચવા માટે ઘણી નમ્ર વાણીમાં કહે છે કે હું તો તમારી ગાય છું" ગાયની ગરીબાઈનો એ પ્રત્યક્ષ પુરાવો છે એ સર્વે કારણોથી ગાયની રક્ષા કરવી એ મનુષ્ય માત્રનો ધર્મ છે.

ગાયના એવા અગણિત ગુણોની જેવી કદર ભારત વર્ષમાં હિંદુ ધર્મના લોકો પ્રાચીન કાળથી કરતાં આવ્યા છે, તેવી કદર બીજા કોઈ પણ ધર્મના લોકોએ કરી હોય એમ

# શ્રી. અંજારિઆની ફુલવાડી કે ફ્લાવર

### નીલમ્બીઅમ સ્પેસીઓસમ

### પદમ, કદમ અથવા કમળ

આ કમળની બીજી જાત છે, જે તળાવનાં તળીઆમાં ગાળો હોય અને જેમાંથી કસકાઇને પાણી વહીં જાતું હોય અને જેમાં તાજું પાણી આવ્યા કરતું હોય તેવા તળાવોમાં આ બીજી જાતના કમળ મહેલાઇથી ઉગાડી શકાય છે. પશ્ચિમ હિંદુસ્તાનમાં આ કમળ ફુલનો રંગ ગુલાબી હોય છે. મદ્રાસનાં કોરોમંડળ કાંઠાના ભાગોમાં સફેદ કમળ થાય છે. અને ગોવા તરફ પીળા રંગનાં કમળ થાય છે પીળા રંગના કમળ અમેરીકાના ફ્લોરિડાની સામોજ થાય છે બીજા કયાંઇ થતા નથી. તાજાં બીં ગદીના એકની અંદર બેગા કર્યાં હોય તેમાંથી પદમ કમળના રોપા થાય છે. તેનો વેલો ચાલે છે, તેની સાંધમાં ગંઠું હોય છે. તે સાંધને વાવવાથી પણ રોપા કરાય છે, પણ તેના કરતાં તાજા બીનાં કમળનાં રોપા કરવા એ સલામતનો રસ્તો છે, મોટાં શહેરોના બગીચાઓમાં તળાવો બનાવે છે, અને જ્યાં તાજા પાણીની આવ જાવ વધુ હોય છે, ત્યાં બાગની શોભા વધારવા પદમ કમળ વાવે છે.

### નાંફીમેલોટસ અગર પોયણાં.

આ પોયણાં કમળના ફુલનો રંગ સફેદ તેમજ રાતો હોય છે, તેનાં ફુલના પરાગ-રજને ડાંડલી હોતી નથી, તેથી બીજા કમળના ફુલથી ઓળખી શકાય છે, આ પોયણાં કમળ મીઠા પાણીનાં તળાવોમાં ઘણાં થાય છે ભલી તે તળાવનું પાણી વહેતું હોય અગર બાંધું રહેતું હોય અને ઉનાળામાં સુકાઇ જતું હોય તોપણ તે થાય છે, બીઆંથી પોયણાંના રોપ થાય છે. તેનાં બી ઘણાંજ બારીક થાય છે તેથી તેમાંથી રોપા કરવા બહુ મુશ્કેલ પડે છે. અગર તો જે તળાવોમાં તે થતાં હોય ત્યારે તેની ગાંઠો લાવીને વાવવાથી થાય છે. જ્યારે તેમાં ફુલ બેસવામાં આવે અને તળાવમાં જે ભાગમાં તે ઉગ્યા હોય તે ભાગ પાસે લાકડું ખોડી નીશાની કરવી, પછી જ્યારે પાણી સુકાઇ જાય ત્યારે લાકડા પાસેથી ખોદીને ગાંઠો લઇ જવી અને રોપવી.

# માહે ઑગષ્ટ કે શ્રાવણ માસમાં ખેતીવાડીમાં કામ કરવાનો કાર્યક્રમઃ—

જે ખેતરમાં આગલા મહીનાનું વાવવું બાકી રહી ગયું હોય તેમાં ચોમાસુ વાવેતર બાજરી, કઠોળ, કપાસ વિગેરે વિગેરેનું પોત પોતાના દેશાચાર પ્રમાણે કરવું.

ચોખા ડાંગર કે જાતના તરૂ ક્યારડીની જમીન તૈયાર કરી વરસાદ આવતો ન હોય, ખેતરો વરાપી ગયાં હોય તો શેરડી, ઘઉં, ચણા વિગેરે શિયાળુ વાવેતર માટે જમીન રાખી હોય તે ક્યારડાની જમીનને ખેડવી ને તેમાં પાણી ભરવું. ચુસાય તેમ કરવું અને ખડ રહેવા દેવું નહિ.

જે ખેતરોમાં વાવેતર થયું હોય તે મોલ દુંદવા, વખેડવા જેવા થયા હોય તો તેમાં દુંદીયું હાંકી જમીન મોલની બે હાર વચ્ચેની પોચી કરીને ખડ કાઢી નાંખવું. બાગમાં કે ફુલવાડીમાં શેરડી એસ્પેરેગસનાં બીવાળી આકારનાં નીચાં ક્યારાની રેતી, પાંદડાનું સડેલું ખાતર, છાણનું ગળતીયું ખાતર વિગેરે ભરીને વાવવાં. તેમજ ફ્રેન્ચ બીન વાવવાં. ચારે બાજુના પ્લોટમાંથી ખડ નીંદી લેવું અને તે જમીન પોચી કરવી, જમીન ઉપરથી સુકી થઇ હોય તોજ ખુરપીથી કામ કરવું, ફુલનાં ઝાડ એસ્ટર, પીટુનીયા, સુરજમુખી, કેસર ફ્લાવરનાં બી વાવવાં; ગુલાબ કલમ, તાસુદ; મેંદી, ક્રોટન વિગેરેનાં દાતણ જેવાં કટીંગ કરી ક્યારામાં રોપી જવાં એટલે ફુટ થઇ નવા રોપા શિયાળામાં તૈયાર થશે.

ફળ બાગમાં, આલુચા, પીચ, નારંગી, સંતરા વિગેરેના રોપ કરવા; આંખ ચડાવી બડીંગ કરવું.

સીતાફળ, જામફળના ઝાડમાં ફળ હોય તો ચુંટી કાઢી પારરાં પાડવાં એકાદ પાછળ રહેલાં ફળ મોટાં થાય, ગુલાબની આંખ ચડાવવી અને મીણનો મલમ ઉપર ચોપડવો. આ નવી આંખ ચડાવેલા ગુલાબ પોષ માસમાં પુરાં તૈયાર થાય છે.

આધપતિ.

## પત્ર વ્યવહાર.

દ્વારકા તા. ૧૧-૮-૧૭ મંગળવાર,

મે. ખેતીવાડી વિજ્ઞાનના તંત્રી સાહેબ જોગ,

દ્વારકાંથી લી. દર્શનાતુર સેવક હિંમતલાલ વિ. દલપતરામના જયશ્રીકૃષ્ણ વાંચશોજી, વિશેષ લખવા તસ્દી આપવાની જે કેટલીક મુદત થયાં આપ સા. તરફથી ખુલાસો મળશે એમ પત્રદ્વારા પ્રબંધમાં આવવા ઇચ્છા થઇ હતી તે શ્રી દ્વારીકાધીશની કૃપા થયેલ જોગ

## માંહે ઑગષ્ટ કે શ્રાવણ માસમાં ખેતિવાડીમાં કામ કરવાનો કાર્યક્રમ:—

જે ખેતરમાં આગલા મહીનાનું વાવવું બાકી રહી ગયું હોય તેમાં ચોમાસું વાવેતર બાજરી, કઠોળ, કપાસ વિગેરે વિગેરેનું પોત પોતાના દેશાચાર પ્રમાણે કરવું.

ચોખા ડાંગર કે ભાતનાં તરૂ ક્યારડીની જમીન તૈયાર કરી વરસાદ આવતો ન હોય, ખેતરો વરાપી ગયાં હોય તો શેરડી, ઘઉં, ચણા વિગેરે શિયાળુ વાવેતર માટે જમીન રાખી હોય તે ક્યારડોની જમીનને ખેડવી ને તેમાં પાણી ઘણું ચુંસાય તેમ કરવું અને ખડ રહેવા દેવું નહિ.

જે ખેતરોમાં વાવેતર થયું હોય તે મોલ ડુંડવા, વખેડવા જેવા થયાં હોય તો તેમાં કુંડીયું હાંકી જમીન મોલની બે હાર વચ્ચેની પોચી કરીને ખડ પાડી નાંખવું. બાગમાં કે ફુલવાડીમાં શેરડી એસપેરેગસનાં બીજાણી આકારનાં નીચા કાંઠાની રેતી પાતરાનું, સડેલું ખાતર, છાણનું ગળતીઉ ખાતર વિગેરે ભરીને વાવવાં તેમજ ફેન્ચ બીન વાવવાં. શાક ભાજીના પ્લોટમાંથી ખડ નીંદી લેવું અને તે જમીન પોચી કરવી. જમીન ઉપરથી સુકી થઇ હોય તોજ ખુરપીથી કામ કરવું, ફુલનાં ઝાડ એસ્ટર, બીકુનીયા, સુરજમુખી, કેસન ફ્લાવરનાં બી વાવવાં; ગુલાબ-કટીંગ, તાસુદ; મેંદી, કોટન વિગેરેનાં દાતણ જેવાં કટીંગ કરી ક્યારામાં રોપી જવાં એટલે ફુટ થઇ નવા-રોપા શિયાળામાં તૈયાર થશે.

ફળ બાગમાં, આલુચા, પીચ, નારંગી, સંત્રા વિગેરેના રોપ કરવા, આંખ ચડાવી ખડીગ કરવું.

સીતાફળ, જામફળના ઝાડમાં ફળ હોય તો ચુંટી કાઢી પારનાં પાડવાં એકાદ બાકી રહેલાં ફળ મોટાં થાય, ગુલાબની આંખ ચડાવવી અને ગીણનો મલમ ઉપર ચોપડવો. આ નવી આંખ ચડાવેલા ગુલાબ પોષ માસમાં પુરા તૈયાર થાય છે.

આધપતિ.

---

## પત્ર વ્યવહાર.

દ્વારકા તા. ૧૧-૮-૧૭ મંગળવાર,

મે. ખેતીવાડી વિજ્ઞાનના તંત્રી સાહેબ જોગ,

દ્વારકાથી લી. દર્શનાતુર સેવક હિમતલાલ. વિ. દલપતરામના જયશ્રીકૃષ્ણ વાંચશોજી, વિશેષ લખવા તસ્દી આપવાની જે કેટલીક મુદ્દત આગે આપ સા. તરફથી ખુલાસો મળશે એમ પત્રદ્વારા સંબંધમાં આવવા ઇચ્છા થઇ હતી તે શ્રી દ્વારીકાધીશની કૃપા થયેલ જોગ

માહે ફેબ્રુઆરી અંક ૭ મો.



માહે માર્ચ અંક ૮ મો.



માહે એપ્રીલ, મે અંક ૯ મો ૧૦ મો.